# પ્રિયદર્શના.

ચક્રવર્તિકવિ હર્ષદેવની સંસ્કૃત નાટિકા ઉપરથી

ગૂજરાતીમાં

રચી પ્રસિદ્ધ કરનાર


કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,

અમદાવાદ.


'ભાષાંતરમાં શબ્દાર્થની શુદ્ધતા કરતાં છાયાની શુદ્ધતા વધારે ઉપયોગીછે.'

ગો. મા. ત્રિપાઠી.


આવૃત્તિ ૧, પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૧, સન ૧૯૧૫.

મૂલ્ય રૂ. ૦॥.

# ચક્રવર્તિકવિ હર્ષ.

My days among the Dead are past;
Around me I behold
......................
The mighty minds of old.

My thoughts are with the Dead; with them
I live in long past years.

*R. Southey.*

પ્રાચીન ભારતના ચક્રવર્તી ત્રણઃ—ચંદ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય અને હર્ષ કિંવા હર્ષવર્ધન [1]આદિત્યશીલ.

---

૧ ઘણું કરીને એક વંશના રાજાઓનાં નામના છેડાનો ભાગ એકસરખો હોય છે. ખાતરી માટે જુઓ મગધના ગુપ્તવંશના રાજાઓનાં, અથવા તો—વેગળે શિદ જઇયે—હર્ષવર્ધનના જ પૂર્વજોનાં નામ. આવી વિશિષ્ટતા નામ કરતાં બિરુદમાં વધારે ધ્યાન ખેંચે છે. મગધના ગુપ્તોના બિરુદોને અંતે આદિત્ય પદ સર્વત્ર મળી આવે છે. દક્ષિણના ચાલુક્યોમાં આશ્રય અંતવાળાં બિરુદો જોવામાં આવે છે. હર્ષના બીજા પૂર્વજોનાં બિરુદ શાં હતાં તે ખબર નથી; પરંતુ એના પિતા પ્રભાકરવર્ધનને તો બાણભટ્ટ પ્રતાપશીલ બિરુદથી

એકનો પ્રતાપ પશ્ચિમમાં સીરિયા સૂધી, બીજાનો દક્ષિણમાં લંકા સૂધી અને ત્રીજાનો પૂર્વમાં ચીન સૂધી પસર્યો હતો. મેગેસ્થિનિસે પહેલાના રાજ્યતંત્રનાં, ફાહ્યાને બીજાના બંદોબસ્તનાં અને યવનચંગે ત્રીજાની વિદ્વત્તાનાં અત્યંત વખાણ કર્યા છે. મૌર્યે વિશેષ ગૌરવ ગુરુથી પ્રાપ્ત કર્યું હતું; પરાક્રમાદિત્યે વિશેષ સિદ્ધિ શસ્ત્રથી મેળવી હતી; અને આદિત્યશીલે વિશેષ કીર્તિ કવિત્વથી જમાવી હતી. એ રાજ્યરસિક, શસ્ત્રરસિક અને સાહિત્યરસિક ચક્રવર્તીઓનું તારતમ્ય વિચારવાનું ઐતિહાસિકોને માટે રહેવા દેઈ અહીંથી તહીંથી એકઠી કરેલી ભાગીતૂટી હકીકતનો સંબંધ બંધ બેસાડી હર્ષદેવની કારકિર્દીની ટૂંકી કામચલાઉ નોંધ આપણે તૈયાર કરિયે.

---

ઓળખાવે છે. આથી, હર્ષનું બિરુદ યવનચંગ શીલાદિત્ય આપે છે તે નહિ પણ આદિત્યશીલ હોવૂં જોઇયે, એવી સમજથી અહીં ફેરફાર કરી લીધો છે. આદિત્ય અને શીલ અંશો પ્રથમ ચીનાઈમાં ઊલટસૂલટ થયા કે ભરતખંડની ભાષામાં તે તો કોણ જાણે; પણ મંદસોરના અભયકૂપના લેખમાં કુંભદોષ નામ બદલાઈને દોષકુંભ થઈ ગયેલું તો મોજુદ છે. એ લેખનાં ભગવદ્દોષ ધર્મદોષ નિર્દોષ એ નામોને પડછે રવિકીર્તિના ન્હાના દીકરાનું નામ કુંભદોષ હોવું જોઇયે. એ પાઠ વૃત્તરચનાને પણ પ્રતીકૂળ નથી.

પુરાણ અને ઇતિહાસમાં સર્વોપરિ ખ્યાતિ ધરાવતા કુરુક્ષેત્રના મેદાનમાં [1]સ્થાણ્વીશ્વર કરીને શહેર હતું. તેનો ઘેરાવો લગભગ ચાર માઇલનો હતો. એની આસપાસ ચોરસ આકારનો મજબૂત કોટ હતો, જેની દરેક બાજુની લંબાઈ એક માઇલની થવા જતી હતી. એ કોટને જંગી બાવન બુરજ હતા. પશ્ચિમ તરફ ગઢની ઊંચાઈ સાઠ ફૂટ હતી; પણ માંહ્યલા ભાગમાં તે ઘટી જઈ ચાળીસ ફૂટ જ જોવામાં આવતી હતી. શહેરની દક્ષિણમાં બ્રહ્મસર કે રામહ્રદને નામે એક વિશાળ લંબચોરસ સરોવર હતું. તે પૂર્વ પશ્ચિમ ૩૫૪૬ ફૂટ લાંબૂં અને ઉત્તરદક્ષિણ ૧૯૦૦ ફૂટ પ્હોળૂં હતું. ત્યાં ગ્રહણ ઉપર અસંખ્યાત યાત્રાળુઓની ભીડ થતી હતી. સ્થાણ્વીશ્વર વિસ્તારમાં ઘણૂં ઊતરતૂં છતાં ઇસવીસનની સાતમી સદી દરમ્યાન મોટાઇમાં મૌર્યો અને ગુપ્તોના પાયતખ્ત પાટલિ-

---

૧ હાલ થાનેશ્વર ગામ એક ટેકરા ઉપર છે. તેની પશ્ચિમે બીજા ટેકરા ઉપર ગઢ છે; તે પાયમાલ સ્થિતિમાં છે ગામની પૂર્વમાં બાહરી નામે પરૂં ત્રીજા ટેકરા ઉપર છે. ત્રણ પુરાણા કૂવા સિવાય જૂના શહેરનાં ખંડેર ઊભાં રહેલાં કંઈ નજરે પડતાં નથી. સ્થાણ્વીશ્વર કિંવા થાનેશ્વર સંબંધી હકીકત Cunningham's Ancient Geography of India માંથી લીધી છે.

પુત્રથી બહુ ચડિયાતું હતું; કેમકે તે ચક્રવર્તી હર્ષદેવના વિસ્તીર્ણ સામ્રાજ્યની રાજધાની હતું.

સ્થાણ્વીશ્વર શહેર જેની અંદર આવ્યું હતું, તે દેશ આ સમયમાં [1]શ્રીકંઠના નામથી ઓળખાતો હતો. એની ભોંય બહુ કસદાર અને ફળદ્રૂપ હતી. એમાં ખળિયે ખળિયે ગોવર્ધન પર્વત સરખા ઘઉં ડાંગર વગેરે ધાન્યના ઢગલા પાકની મોસમમાં લાગી રહેતા હતા. રાજમાષ, મગ વગેરે કઠોળ પણ પુષ્કળ પાકતું હતું. દ્રાખ, દાડમ, નાળિયર, ખજૂર વગેરે ફળવૃક્ષ પણ અબલક થતાં હતાં. વનમાંના નકામા જેવા ખાડાઓનાં મોટાં તળાવો બાંધી તેની પાળે ચારે કોર અર્જુન વૃક્ષો ઊછેરેલાં જોવામાં આવતાં હતાં. બૌદ્ધો અને જૈનોના કંઈક મિશ્રણ સાથે વસ્તીનો મોટો ભાગ વેદધર્માનુયાયી હતો. તેનો લડાયક વર્ગ પ્રાચીનકાળથી અસાધારણ શૂરાતનને માટે પ્રસિદ્ધ હતો. લોકો સર્વ પ્રકારે સુખી હતા આ દેશ ગુપ્તરાજ્યની છાયા નીચે હર્ષના પૂર્વજો સ્વતંત્રપણે ભોગવતા હતા.

---

૧ શ્રીકંઠ દેશ સંબંધી હકીકત બાણભટ્ટના **હર્ષચરિત** માંથી તારવી કાઢી છે.

[1]દાનપત્રોમાં હર્ષના ચાર પૂર્વપુરુષો ગણાવ્યા છે. તેઓમાં આદિભૂત મહારાજા નરવર્ધન ઇસિવીસનના છઠ્ઠા શતકના આરંભમાં થયો. આ સમય ભારે અશાંતિ અને આપત્તિનો હતો. અર્ધી સદી થયાં સિતમગાર હૂણોએ ઉત્તરાપથમાં ભયપ્રદ પગપેસારો કરવા માંડયો હતો. તોરમાણ શાહે શાકલમાં થાણું નાંખવૂં [ [2]ઈ. સ. ૪૬૦ ], ગાંધાર દેશ જીતી લેવો [[3]ઈ. સ. ૪૬૫ ], ગુપ્ત મહારાજ્યના અધિષ્ઠાતા સ્કંદગુપ્ત વિક્રમાદિત્યને મધ્યહિંદના મેદાનમાં હાર ખવાડવી [ઈ.સ.૪૭૫], ગુપ્તવંશની પૂર્વમાલવની શાખાના બુધગુપ્ત [[4]ઇ. સ. ૪૮૪] નૂં રાજ્ય સર કરવૂં [ઇ. સ. ૪૯૮] અને વલભિપુરના સેનાપતિ ભટ્ટારકને હરાવવો [ઇ. સ. ૫૦૦], એવાં એવાં અનેક સંકટો પાછલી બે વીશીમાં આર્યાવર્ત ઉપર ગુજરી ચૂક્યાં હતાં. સ્કંદગુપ્તની ગાદીએ આવનાર નરસિંહગુપ્ત બાલાદિત્યે [[3]ઈ. સ. ૪૮૫-૫૩૦] આ પરચક્રના સામા થવા સંકલ્પ કર્યો. રખડતો થયેલો બુધગુપ્તનો પુત્ર ભાનુગુપ્ત[4] પાટલિપુત્રના દરબારમાં

---

૧ જુઓ ઈ. સ. ૫૨૮-૨૯ નૂં બાંસખેરાનૂં અને ઇ. સ. ૬૩૦-૩૧ નૂં મધુબનનૂં શાસનપત્ર. ૨ જુઓ Duff's Chronology of India ૩ જુઓ Smith's Early History of India. ૪ Duffs' Chronology of India માં ગુપ્ત વંશની વંશાવલી આપી છે તેમાં ભાનુગુપ્તને બુધગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી કહ્યો છે.

પગનાં તળિયાં ઘસવી નાંખતો હતો, તે આથી ઉમંગમાં આવ્યો. વૈર વાળવા ટાંપી રહેલા અંગત શૂરા સરદારો સાથે તે તોરમાણ શાહ સામેની ચડાઈમાં સામેલ થયો. નરસિંહગુપ્ત મોટા લશ્કર સાથે પૂર્વમાંથી ચડી આવ્યો. તે જ કાળે પહેલે-થી કરેલા સંકેત અનુસાર પશ્ચિમમાંથી સેનાપતિ ભટ્ટારકે પણ દબાણ કર્યું. પરંતુ હૂણશાહ કાચોપોચો ન હતો કે તેઓ બહુ ફાવી જાય. તોરમાણ લડાઈમાં હાર્યો [[1]ઈ. સ. ૫૦૮]; પરંતુ પૂર્વ માલવનો બહુ થોડો ભાગ જીતનારના હાથમાં આવવા પામ્યો, એ ભાગ પોતાના બહાદૂર પિતરાઈ ભાનુગુપ્તને હવાલે કરી ગુપ્ત મંડળેશ્વર પાટલીપુત્ર પાછો ફર્યો. આ લડાઈથી એકબીજાનું બલાબલ બંનેના જાણવામાં આવી ગયું, જેના પરિણામે સ્થાણ્વીશ્વર કાન્યકુબ્જ વગેરે સરહદનાં માંડલિક રાજ્યો શાહના મરણ પર્યંત જરા જંપવા પામ્યા.

---

૧ સ્મિથ ઈ. સ. ૫૧૦ ની સાલ આપે છે. પરંતુ ગુપ્ત સંવત ૧૯૧ ના એરણના લેખમાં ભાનુગુપ્તને પૂર્વમાલવનો બલવાન રાજા કહ્યો છે અને બીજાની લડાઇ લડતો વર્ણવ્યો છે, તેથી ઈ. સ. ૫૧૦ પહેલાં તોરમાણ શાહ પાસેથી પૂર્વમાલવનો ચોકસ ભાગ એના હાથમાં આવ્યો હોવો જોઇયે. આ કારણથી અહીં ઇ. સ ૫૦૮ ની સાલ આપવામાં આવી છે

તોરમાણ પછી તેનો દીકરો મિહિરકોલ તેની સત્તાનો તેમ જ સાહસિકતાનો અને શૂરતાનો વારસ થયો; અને ક્રૂરતા તથા ધર્માંધતામાં તેનાથી ચડિયાતો નીવડ્યો. તેણે ઉત્તર સરહદ ઉપરના કાસ્મીર દેશ ઉપર ચડાઈ કરી અને તેના રાજાને નમ્યૂં આપવાની ફરજ પાડી [[1]ઇ. સ. ૫૧૭–૨૦]; દક્ષિણમાં આવેલો સિંધુદેશ જીતી લીધો;[2] અને બે હઝાર લડાયક હાથીની તથા અસંખ્ય ઘોડેસ્વારની ફોજથી આસ-પાસના રાજાઓને નીચોવવામાં અને કચરવામાં કચાસ રાખી નહિ.[1] નરવર્ધનને પણ આ જબરા ખૂનખાર સાખપડોશીને હાથે સોસવૂં પડ્યૂં હશે. અફગાનિસ્તાનની ડુંગરી સરહદથી હિંદુસ્તાનના નદીમય મેદાન સૂધી અને કાસ્મીરનાં હિમક્ષેત્રથી સહ્યાદ્રિ અને સાતપુડાનાં હળીમળી જતાં શિખરો સૂધી હૂણ શાહની હાક વાગી રહી. એના જુલમથી બૌદ્ધોને બહુ બહુ દુઃખો વેઠવાં પડ્યાં. વિહારો સૂના મેલી બૌદ્ધ સાધુઓ બારે ને ચારે રખડતા થયા; સ્તૂપો ખંડેર થયા; અને વસ્તીનાં વેરાન થયાં.[3]

---

૧ જુઓ Smith's Early History of India.
૨ જુઓ Duff's Chronology of India. ૩ જુઓ Watters' Yuan Chwang.

પીલાતા પીડાતા માંડલિકોની પ્રાર્થનાથી અને આત્મ-રક્ષણની પ્રેરણાથી મગધ રાજ્યનો અધિપતિ નરસિંહગુપ્ત બાલાદિત્ય એક વાર ફરીને જુલમગાર વિદેશીને શાસન કરવા મેદાન પડ્યો. બાપદાદાની ગાદી પાછી મેળવવા તલપી રહેલો શૂરો રાજા ભાનુગુપ્ત આગેવાન થયો. વલભિપુરનો ધ્રુવસેન અને સ્થાણ્વીશ્વરનો રાજ્યવર્ધન આ મહાવિગ્રહમાં જોડાયા. પિતાના સ્વર્ગવાસથી રાજ્યનો બોજો જાળવવાનો ભાર રાજ-મુગટની સાથે એ નવલોહિયા રાજવંશીઓને માથે આવી પડ્યો હતો. વૈર અને દેશભક્તિની તીવ્ર લાગણીથી ઉશ્કેરાયલા એ એકત્ર રાષ્ટ્રીય મેળાવા સામે કોલ ટકી શક્યો નહિ. એક-સંપી રાજાઓ આગળ વધ્યા, તેમ તે પાછો હઠતો ગયો. [1]દશપુર આગળ છેવટે નરસિંહગુપ્તે તેને પકડી પાડ્યો ને યુદ્ધ આપવા ફરજ પાડી. એ લડાઈમાં તેણે સખત હાર ખાધી ને તે જીવ લેઈને એની ઉત્તરની રાજધાની તરફ નાઠો [2][ઇ. સ. ૫૨૮]. ત્યાં તેનો ન્હાનો ભાઈ તેના વતી રાજ્ય કરતો હતો. તેણે દુશ્મનના બળથી શેહ ખાઈ મોટા ભાઈને સંઘર્યો નહિ.

---

૧ યશોધર્માનો જયસ્તંભ મંદસોર [દશપુર] માં હોવાથી લડાઈ ત્યાં થઈ ધારી છે. ૨ જુઓ Smith's Early History of India.

પૂંઠે થયેલો ભાનુગુપ્ત કોલને પગલે પગલે શાકલ આવી પ્હોચ્યો; અને તેણે તે ડુંગરી અરણ્યદુર્ગ ઘેરી લીધો. અહીં તેને કાશ્મીર ભણી દુશ્મન નાસી ગયાની ખબર મળી. શિકારનો પીછો લેવો મૂકી દેઈ ભાનુગુપ્ત શાકલની ખંડણી લેઈ પાછો વળ્યો. ઝબરદસ્ત હૂણોની ખુવારી કરવામાં એણે જે આગળ પડતો ભાગ લીધો હતો તેથી એને પૂર્વ માલવનું રાજ્ય પાછું મળ્યું એટલું જ નહિ, પણ મહારાજાધિરાજ નરસિંહગુપ્ત બાલાદિત્યના દરબારમાં તેનો લાગવગ વધ્યો. પોતે મેળવેલી કૃતેહથી ફૂલાઈ જઈ એણે [1]યશોધર્મા એવું અભિમાન-

1 યશોધર્માનો લેખ મંદસોરમાંથી મળી આવ્યો છે. એ ઉત્તર હિંદુસ્તાનનો એક રાજા હતો. પણ તે કયા દેશનો, એ તેના ઉપલબ્ધ લેખમાંથી નિકળતું નથી. Hoernle એમ માને છે કે યવનચંગ હિંદુસ્તાનમાં પ્રવાસે આવ્યો તે પહેલાં સાઠેક વરસ ઉપર માલવમાં શીલાદિત્ય નામે રાજા રાજ્ય કરી ગયો હોવાનું એની પ્રવાસપત્રીમાં લખ્યું છે, તે જ આ યશોધર્મા. પરંતુ એ શીલાદિત્યનું ઉપનામ તો ધર્માદિત્ય હતું; જુઓ Smith's Early History of India, પૃષ્ઠ ૩૦૬. આથી પૂર્વ માલવના ભાનુગુપ્તને હું યશોધર્મા ધારૂં છૂં. એને પિતાના પરિભવનૂં વેર વાળવાનૂં હતૂં. મિહિરકોલ એને સોડમાં સાપરૂપ હતો. એ મગધના સમર્થ ગુપ્તકુળની શાખામાં જનમ્યો હતો. યશોધર્માનો સમય તે ભાનુગુપ્તના સમય સાથે બંધ

સૂચક બિરૂદ ધારણ કર્યું, અને એ નવા નામથી અતિશયોક્તિ ભરેલી પ્રશસ્તિવાળો કીર્તિસ્તંભ દશપુરમાં ઊભો કર્યો.

હૂણોને આ છેલ્લી વારના હરાવ્યા પછી ગુપ્ત મહારાજ્ય પોણી સદીના હુમલાઓથી ડડળી રહેલા ગઢની પેઠે થોડા જ સમયમાં આપોઆપ તૂટયું. તેથી કરીને ભયંકર કાલની

---

બેસે છે. મંદસોરના લેખમાંની પ્રશંસાનો પડછો એરણના ગોપરાજના લેખમાં છે. એને આધારે એકતાની અટકળ કરી છે. યશોધર્મન્ વિશેષનામ છે, એમ ફ્લીટ સાહેબ માને છે. એમના એ મતના સમર્થનમાં તેઓ **कृतधर्मन् क्षत्रधर्मन् क्षेमधर्मन् जगधर्मन्** વગેરે જેને છેડે **धर्म** જોવામાં આવે છે એવાં નામો આપે છે. પણ મારૂં એમ સમજવું છે કે **यशोधर्मन्** માત્ર બિરૂદ કિંવા ઉપનામ છે. ઈ. સ. ૫૩૩–૩૪ નો મંદસોરનો અભયકૂપનો લેખ એની ખાતરી આપે છે. એના આરંભમાં વિષ્ણુવર્ધન રાજાનો નિર્દેશ છે. એનું બીજું નામ યશોધર્મા છે. એ રાજાના વંશજો [successors] નો એક સેવક વણિક ષષ્ટિદત્ત કહ્યો છે. તેનો પુત્ર વરાહદાસ ને તેનો રવિકીર્તિ. એને ભાનુગુપ્તા નામે પત્નીથી ત્રણ પુત્ર થયા:–ભગવદ્દોષ, અભયદત્ત અને કુંભદોષ. અભયદત્ત મહા સમર્થ અમાત્ય હતો. એની હકુમત નીચે વિંધ્ય અને પારિયાત્ર વચ્ચેનો બધો એ મુલક હતો. એના મરણ પછી કુંભદોષનો પુત્ર ધર્મદોષ અમાત્ય થયો તેણે ધણીના હિતમાં તત્પર રહી રાજચિહ્ન ધારણ કર્યાનું કહેવાય છે. એનો પુત્ર નિર્દોષ સ્વર્ગવાસી અભયદત્તના આત્માના કલ્યાણ અર્થે ઇ. સ.

મૃગયામાં બતાવેલી બહાદુરીનો સીધો બદલો રાજ્યવર્ધનને મળ્યો નહિ; પરંતુ આડકતરાતી રીતે એને એક મોટો લાભ થયો. એ વીરચર્યાના સહચારથી પ્રધાન ગુપ્તકુળની મગધ અને પૂર્વ માલવની અવાંતર શાખાઓ સાથે શ્રીકંઠના વંશ્ય-કુળનો પેઢીની પેઢી પ્હોચનારો સ્નેહસંબંધ બંધાયો. એ

---

૫૩૩–૩૪ માં અભયકૂપ બંધાવે છે. એ લેખનો અનુવાદ આપવામાં ફ્લીટ સાહેબની ત્રણ ચાર બાબતમાં ગેરસમજ થઈ જાય છે. એઓ યશોધર્માને ઉપરિ રાજા અને વિષ્ણુવર્ધનને તેનો તાબેદાર માંડલિક માને છે. પરંતુ **अथ जयति जनेन्द्रः श्रीयशोधर्मनामा** કહી **आज़ौ जिती विजयते जगतीं पुनश्च श्रीविष्णुवर्धननरा धिपतिः स एव ।** એમ અન્વાદશથી જણાવવામાં આવ્યું છે. તેથી વિષ્ણુવર્ધન અને યશોધર્મા ભિન્ન નહિ પણ એક જ વ્યક્તિ છે એ સ્પષ્ટ છે. આગળ જતાં લખ્યું છે કે **तस्य प्रभोर्वंशकृतां नृपाणां...भृत्यः... वरीयान् किल षष्ठिदत्तः ।** આનો The servant of the Kings who founded the family of that lord was Shashthidatta એવો અર્થ કરી ફ્લીટ સાહેબે ગોટાળામાં વધારો કર્યો છે. ષષ્ઠિદત્ત વિષ્ણુવર્ધનના વંશજોનો [**वंशकृतां नृपाणाम्**] નોકર હતો, પૂર્વજોનો નહિ. તે વણિક[**नैगम**] હતો, વેદપાઠી બ્રાહ્મણ ન હતો. તેનો પૌત્ર ભાનુગુપ્તાને પરણ્યો.

સંબંધના અન્વયે સ્થાણ્વીશ્વર સાથે પ્રતિકૂળતા ધરાવતાં કાન્યકુબ્જના મૌખર [1]ઈશાનવર્માને મગધની શાખાના

હતો. તે પણ વણિક બાઈ હોવી જોઇયે; એને ગુપ્તવંશની પૂર્વમાલવની શાખાના ભાનુગુપ્તની બહેન માનવાને કંઈ કારણ નથી. રવિકીર્તિના પ્રપૌત્રનું નામ દક્ષ નહિ પણ નિર્દોષ આપવું જોઇયે. અભયકૂપ આ નિર્દોષે ઇ. સ. ૫૩૩--૩૪ માં બંધાવ્યો. તેના પહેલાં પાંચમી પેઢીએ એટલે પોણોસો સો વર્ષે ષષ્ઠિદત્ત થયો. તેની અને વિષ્ણુવર્ધન યશોધર્માની વચ્ચેના ગાળામાં ઓછામાં ઓછા ત્રણેક રાજાઓ થયા હોવા જોઇયે. તેમનો સમગ્ર રાજ્યકાળ પચાસ સાઠ વરસનો ગણતાં વિષ્ણુવર્ધન યશોધર્માને ઈ. સ. ૪૦૦ ના અરસામાં મૂકવો પડે છે. નરસિંહગુપ્ત બાલાદિત્યના વખતનો યશોધર્મા ત્યારપછી સવાસો વરસે થયો છે. અર્થાત્ બે યશોધર્મા એક હોઈ શકે નહિ. મિહિરકોલને હરાવનાર યશોધર્મા પાટલિપુત્રના ગુપ્ત મહામંડલેશ્વરોને ગુપ્તોના નાથ એટલે કે ગુપ્તકુળની જુદી જુદી શાખાઓના મુરબ્બી કહે છે. તેથી તે પોતે ગુપ્તકુળની અવાંતર શાખાનો છે એમ લહિયે તો ખોટૂં ન કહેવાય. મંદસોર તરફની એ ગુપ્તશાખા તે પૂર્વમાલવની જ; અને પૂર્વમાલવનો એ સમયનો શૂરો રાજા તે ભાનુગુપ્ત. આ રીતે ભાનુગુપ્તે જ યશોધર્મા ઉપનામથી જયસ્તંભ કરાવેલો હૂં માનૂં છૂં.

૧ ઈશાનવર્માનો એક સિક્કો (coin) મળી આવ્યો છે, તેની સાલ ઈ. સ ૫૬૫ છે. જુઓ Duff's Chronology of India.

[1]કુમારગુપ્તે મોખરી કર્યો [ઈ. સ.૫૫૦]. ત્યારબાદ કુમારગુપ્તના પુત્ર દામોદરગુપ્તે રાજકુમારી મહાસેનગુપ્તા રાજ્યવર્ધનના પુત્ર આદિત્યવર્ધનને પરણાવી દૂધમાં સાકર ભેળવી.

શિક્ષા કર્યા છતાં પણ પડોશના મૌખરીએ પ્રતિકૂળતા છોડી નહિ. એમને નરમ પાડવાને આદિત્યવર્ધને પાંચાલ ઉપર ચડાઈ કરી. તેની કુમ્મકે તેનો સાળો મહાસેનગુપ્ત, જે તાજો જ ગાદીએ બેઠો હતો, તે ચડી આવ્યો. આ સમયે પાંચાલમાં સુસ્થિતવર્મા રાજ્ય કરતો હતો. એની યુદ્ધમાં હાર થઈ. પરંતુ આદિત્યવર્ધને તેનો બીજો લાભ ન લેતાં વૈર ડામવાના ઉદાર આશયથી હારેલા કનોજના રાજાને સામી પોતાની બહેન દીધી અને હમેશને માટે સલાહ કુંદનને રેણે રેવી.[2]

---

૧ અફસડના વગરતારીખના આદિત્યસેનના લેખમાં મગધના કુમારગુપ્તે મૌખર ઈશાનવર્માને હરાવ્યાનું લખ્યું છે. એ આદિત્યસેન મગધની અવાંતર ગુપ્તશાખાનો હોવાથી તેની ચોથી પેઢીએ થયેલા પૂર્વજ કુમારગુપ્ત વિશે જ તે લખતો હોવો જોઇયે. મગધના પ્રધાન ગુપ્તકુળનો દ્વિતીય કુમારગુપ્ત ક્રમાદિત્ય એ ન હોય. છઠ્ઠી સદી અધવારતામાં તો એનો રાજ્યકાળ વીતી ગયો જણાય છે.

૨ સુસ્થિતવર્માને મહાસેનગુપ્તે હરાવ્યો હતો અને તે આદિત્યવર્ધનની બહેન સાથે પરણ્યો હતો, તેટલા અંશ બાબત જુઓ Duff's Chronology of India.

આદિત્યવર્ધન પછી તેનો પુત્ર પ્રભાકરવર્ધન સ્થાણ્વીશ્વરની ગાદીએ આવ્યો [ઈ. સ. ૫૭૫]. તેના પિતા અને પિતામહની પેઠે તે સૂર્યપૂજક હતો. તે રાજ્યારૂઢ થયા પછી ચોથે વર્ષે યશોમતી રાણીએ કૂંવરને જન્મ આપ્યો. તેનૂં નામ રાજ્યવર્ધન રાખવામાં આવ્યૂં [ઇ. સ. ૫૭૯]. એનો જન્મ, આપણે જોઇશૂં તેમ, રાજ્ય વધારનારો જ નીવડ્યો. કૂંવર પૂરો એક વરસનો થયો નહિ હોય એ અરસામાં પ્રભાકરવર્ધનને વિદેશીઓ સાથે ભયંકર વિગ્રહમાં ગૂંથાવૂં પડ્યૂં. આ વિદેશીઓ તે બાલ્હીક [બલ્ખ] થી ઊતરી આવેલા હૂણો અને એમના સંબંધી ગુર્જરો હતા. ચક્ષૂ નદી ઉપરનૂં પુરાણૂં ઉત્તર હૂણરાજ્ય ઇ. સ. ૫૬૫ માં લોહદ્વાર [Iron Pass] ઓળંગી ઈરાનના બાદશાહ ખુશરૂ નોશિરવાને અને તુર્કોએ મળી તારાજ કર્યૂં, તેથી હૂણો અને ગુર્જરોનાં ધાડાં તીડોનાં ટોળાં સરખાં ભરતખંડના ફળદ્રૂપ પ્રદેશ તરફ ફંટાયાં હતાં. હાલનાં અફગાનિસ્તાન, પંજાબ, પશ્ચિમ રાજસ્થાન અને પૂર્વ ગૂજરાત તેમણે કબજે કર્યાં હતાં. લાટ, અપરમાલવ અને આભીરાવર્તમાં ગુર્જરોએ સત્તા જમાવી હતી. પંજાબ અને ગાંધારમાં હૂણની આણદાણ ફરતી હતી. એ હૂણોનો સમુદ્ર પ્રલયના વેગથી આગળ વધવાનૂં અને સર્વને ગળી

જંવાનું કરવા લાગ્યો. તેનું બળ તોડવાને પ્રભાકરવર્ધન અભેદ્ય જંગમ ખડક તુલ્ય આગળ પડ્યો. એ પ્રસંગે, આદિત્યવર્ધને કનોજ સાથે સગાઈનો સંબંધ જોડ્યો હતો તે કેવો ડહાપણ ભરેલો અને દૂરઅંદેશી હતો, તે જણાઈ આવ્યું. કનોજનો રાજા સ્થાણ્વીશ્વરનો પાર્ષ્ણિગ્રાહ મટી આ વિષમ વિગ્રહની મુશ્કેલીમાં સરખો ભાર ઉપાડનાર જોડિયો થયો. પાંચાલના સિંહાસને એ સમયે અવન્તિવર્મા હતો. તે પોતાના સમગ્ર સૈન્ય સાથે પ્રભાકરવર્ધનને [1]આવી મળ્યો. મગધના મહાસેનગુપ્તે પણ શૂરા ભાણેજની કુમ્મકે લશ્કર મોકલ્યું. એમનો જબરો મારો ન ખમી પંજાબના હૂણો હરિણની પેઠે નાઠા.

---

૧ **મુદ્રારાક્ષસ**ના સમાપ્તિશ્લોકમાં અવન્તિવર્માએ હૂણોનું કાસલ કાઢયાનું લખ્યૂં છે; અને **હર્ષચરિત**માં પ્રભાકરવર્ધનને હૂણહરિણકેસરી કહ્યો છે. તે ઉપરથી એમ સંભવે છે, કે બંનેએ મળીને દક્ષિણ હૂણ રાજ્ય ઊંધૂ વાળ્યૂં. બેઉ એ એક વખતે થયા હતા; સાખપડોશી હતા; સગા હતા; અને એકસરખી રીતે હૂણોની બલજોરીના જોખમમાં હતા: તેથી આમ માનવાને કારણ મળે છે. આને મળતો દાખલો નરસિંહગુપ્ત અને યશોધર્માનો છે. મિહિરકુલને હરાવવાનૂં માન યવનચંગ નરસિંહગુપ્ત બાલાદિત્યને આપે

તેઓ શમી પીલુ અને કેરના દુર્ગમ જંગલમાં આવેલા શાકલ-ના ડુંગરી કિલ્લામાં ભરાયા. પરંતુ કાંટાવાળી અરણ્યની આડ કુરુક્ષેત્ર અને પાંચાલના શૂરા સુભટોને અટકાવી શકી નહિ; તેમ જ શાકલનું કુદરતી બચાવકામ હૂણોનું રક્ષણ પણ કરી શક્યું નહિ. ભરતવાસીઓના ત્રણ તરફના સામટા પર્વતતોડ ધસારા સામે ટક્કર લેવા અસમર્થ હૂણો દોદશ જેમ નસાય તેમ નાઠા. પ્રભાકરવર્ધન અને અવંતિવર્માએ ગઢ સર કરી જુલમી લૂટારાઓનું એ આશ્રયસ્થાન [2]ઉજ્જડ કર્યું. પાછળથી

---

છે. મંદસોરના જયસ્તંભના લેખમાં યશોધર્મા એ માનનો હક કરે છે. તે ઉપરથી બેએ મળીને હૂણશાહને હરાવ્યો હશે એવો નિર્ણય ઐતિહાસિકો બાંધે છે.

૨ યવનચંગના સમયમાં શાકલનો કોટ પડી ગયો હતો, પણ પાયા કાયમ હતા. ગામ ભાગ્યું છતાં થોડાક ભાગમાં વસ્તી રહી હતી. તે ઉપરથી પચાસેક વરસ પહેલાં જ શહેર તૂટ્યું સમજાય છે. એ સંધિ પ્રભાકરવર્ધન અને અવંતિવર્માના હૂણવિગ્રહના સમય સાથે મળતો આવે છે. તેથી હું પ્રભાકરવર્ધને શાકલ તોડયા-નું લખું છું. શાકલના ખંડેરની હકીકત માટે Cunningham's Ancient Geography of India જોવી.

શ્રીકંઠપતિએ ગાંધાર, સિંધુદેશ, આભીરાવર્ત, અપર-માલવ અને લાટના વિદેશી રાજાઓને એક પછી એક હરાવ્યા[1]. આ તેના પરાક્રમશાળી પ્રતાપથી તે પ્રતાપશીલ બિરુદથી ઓળખાયો. જાલંધર, ટક્ક, કાશ્મીર, સુવાસ્તુ વગેરે મુલકના વધારાથી સ્થાણ્વીશ્વર એક ન્હાની ઠકરાત મટી મોટૂં રાજ્ય થઈ પડયું. હવે પ્રભાકરવર્ધને મહારાજાધિરાજની પદવિ ધારણ કરી. આ અરસામાં સર્વના હર્ષમાં વધારો કરનાર બીજો કૂંવર જનમ્યો[ઇ. સ. ૫૮૩]. એ જ શ્રીમાન હર્ષ-વર્ધન કિંવા હર્ષ. તે ચાલતાં શીખ્યો અને તેનો મોટો ભાઈ આશરે ૭ વર્ષનો થયો, તેવામાં એક કૂંવરી જનમી. લાડકોડની એ કૂંવરીનૂં નામ રાજ્યશ્રી રાખવામાં આવ્યૂં [ઇ. સ. ૫૮૫][2].

---

૧ જુઓ હર્ષચરિતમાંથી નીચેનો ફકરો:-हूणहरिणकेसरी सिन्धुराजज्वरो गुर्जरप्रजागरो गान्धाराधिपगन्धद्विपकूटपाकलो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः प्रतापशील इति प्रथितापरनामा प्रभाकरवर्धनो नाम राजाधिराजः ।.

૨ Duff's Chronology of India માં અવંતિવર્મા પછી તેનો પુત્ર ગ્રહવર્મા ઈ. સ. ૬૦૦ માં ગાદીએ હોવાનૂં લખ્યૂં છે. તે પહેલાં બે ત્રણ વરસ ઉપર તે રાજ્યારૂઢ થયો હોય, તો તેનો રાજ્યારંભ ઈ. સ. ૫૯૭-૯૮ માં થયો લેખાય. પિતાના મરણના શોક

કૂંવરો છૂટા બાળખેલ ખેલતા થયા, ત્યારે તેમના મામાએ ભંડિ નામે એકના એક પુત્રને તેમની સેવામાં મૂક્યો. એની ઉમ્મર તે વખતે આશરે આઠેક વરસની હતી. તે લગભગ રાજ્યવર્ધનની ઉમ્મરનો એટલે હર્ષવર્ધનથી ચારેક વરસ મોટો હતો. એની સાથે કૂંવરોને ગાઢો સ્નેહ બંધાયો. ત્રણે ભાઈઓ જ્યારે વિદ્યા ભણી ઊતર્યા, ત્યારે પ્રભાકરવર્ધને માધવગુપ્ત અને કુમારગુપ્ત નામે બે રાજકુમારોનો તેમને પરિચય કરાવ્યો[1]. એમાં મોટો માધવગુપ્ત તે વખતે અઢાર

પછી ઈ. સ. ૬૦૦ માં તે રાજ્યશ્રીને પરણ્યો હોવો જોઇયે. તે સમયે રાજકુમારી પંદર વરસની માનતાં એની જન્મતારીખ ઈ. સ. ૫૮૫, હર્ષવર્ધનની ઇ. સ. ૫૮૩, અને રાજ્યવર્ધનની ઇ. સ. ૫૭૯–૮૦ આવે છે. એ રાજ્યવર્ધન ઇ. સ. ૬૦૪ માં બામિયનના હૂણો સામે ચડ્યો, ત્યારે તેનો નાનો ભાઈ તુષારગિરિ સૂધી સાથે હતો. સબબ એ વખતે હર્ષની ઉમ્મર વીસ બાવીસની હોવી જોઇયે. એ વાત ધ્યાનમાં લેતાં પણ ઉપલી અટકળને પુષ્ટિ મળે છે. મધ્ય હૂણરાજ્ય સામેના વિગ્રહ વખતે સ્મિથ સાહેબ હર્ષને ચૌદ પંદર વરસનો લેખે છે. એ હીસાબે રાજ્યવર્ધન સત્તર–અઢાર વરસનો જ ઠરે. એટલી ન્હાની ઉમ્મરે પિતા તેને અતિ વિકટ વિગ્રહમાં મોકલે એ સંભવિત લાગતું નથી.

૧ જુઓ હર્ષચરિત । उच्छ्वास ૪ ।

વરસનો હતો. એઓ પૂર્વ માલવના રાજાના કુંવરો હતા. એમના પ્રપિતામહ ભાનુગુપ્તના સમયથી શ્રીકંઠ અને પૂર્વ માલવનાં રાજકુટુંબમાં મૈત્રીદાવો ચાલ્યો આવતો હતો. જુવાન રાજકુમારો પણ એકબીજાને બહુ ચ્હાવા લાગ્યા.

આ અરસામાં તાબેદારીની ધૂંસરી કાંધેથી કાઢી નાંખી દેવગુપ્ત વગેરે રાજાઓએ અત્યંત ઉન્માદમાં આવી ભારે ખળભળાટ મચાવ્યો. એ અંતઃકોપ શમાવવા પોતે ન ચડતાં પ્રભાકરવર્ધને પાટવીકુંવરને અગ્રેસર કરી મોકલ્યો. આ એની સ્વતંત્ર રણસંગ્રામમાં પહેલી જ કસોટી હતી. એ ઉમ્મર લાયક થયો હતો અને એની બહાદુરી અને હોંશિયારીની પરીક્ષા જોવાની ખાતર રાજાએ એને યુદ્ધના અખાડામાં ઊતાર્યો હતો. પ્રતાપી પિતાના પ્રતાપી પુત્રે દુશ્મનોને સખત હાર ખવરાવી એટલું જ નહિ, પણ જીવતા પકડી તેમને રાજાની હજુરમાં ખડા કર્યા. મંડળેશ્વરે માફી બક્ષી તેમને પોતપોતાનું રાજ્ય પાછું આપ્યું. પ્રચંડ મુદ્‌ગરના પ્રહારથી ચપ્પટ બેસી ગયેલા લોહશંકુની પેઠે તેઓએ ત્યારપછી ફરીને માથું ઊઠાવ્યું નહિ[1].

---

૧ જુઓ હર્ષનાં દાનપત્ર'—राजानो युधि दुष्टवाजिन इव श्री-

કુંવરી રાજ્યશ્રી હવે વિવાહયોગ્ય વયની થઈ. એને ક્યાં પરણાવવી તેનો વિચાર કરતાં, દક્ષિણ હૂણરાજ્ય સામેના પ્રાણાંત વિગ્રહનો સાથી જે અવંતિવર્મા, તેનો પુત્ર ગ્રહવર્મા પ્રભાકરવર્ધનને યાદ આવ્યો. તે નવો રાજા છતાં તેના ગુણો એવા હતા કે તેનામાં હરકોઈની નજર ઠરે. આથી 'ફોઈ પછવાડે ભત્રીજી' ના શિરસ્તે શ્રીકંઠપતિએ પુત્રી પાંચાલપતિને પરણાવી [ઇ. સ. ૬૦૦]. સારા ઘરનાં માગાં આવ્યા

---

देवगुप्तादयः कृत्वा येन कशाप्रहारविमुखाः सर्वे समं संयताः ।. વિદ્વાનોનું એમ માનવૂં છે, કે જે માલવરાજને હાથે ગ્રહવર્મા માર્યો ગયો તે જ આ દેવગુપ્ત. પરંતુ હર્ષચરિતને આધારે આગળ કહેવામાં આવશે તે મુજબ ખુની માલવરાજ તો રાજ્યવર્ધનને હાથે જીવ ખૂએ છે. એ જ જો દેવગુપ્ત હોય તો દાનપત્રોમાં તેને કેદ કર્યો નહિ પણ કાપી નાંખ્યો લખે. હું તો એમ ધારૂં છું કે હર્ષચરિતમાં બાણ કવિએ यथान्तर्गत परिमिता पुशल्यशङ्कुकीलितामिव निश्चलामुवाह राजलक्ष्मीम् । એ વાક્યમાં જે અંતર્ગત શત્રુઓ કહ્યા છે, તે જ રાજાઓનો દાનપત્રોમાં નિર્દેશ છે. દેવગુપ્ત

છતાં પરણાવી દેવાની ઉતાવળ ન કરતાં રાજાએ રાજકુમારોને તો બ્રહ્મચારિદશામાં જ રાખ્યા[1].

આ રીતે સુખશાંતિ અને આનંદઉત્સવમાં વીશી બેમાલૂમ ચાલી જતી હતી, તેવામાં ભરતખંડના જૂના કટ્ટા દુસ્મન હૂણ પાછા ત્રાસ આપવા લાગ્યા. બામિયનઘાટના મશાણમાંથી જાગેલું એ ભૂતાવળ [2]કપિશ, [3]ગાંધાર, [4]ટક્ક વગેરે ધૂણાવવા લાગ્યું. તેના સામે રાજાએ દેવગુપ્ત વગેરે રાજાઓને હરાવી કેદ કરનાર પરાક્રમી કુમાર રાજ્યવર્ધનને મોટી ફોજ અને અનેક સામંતો સાથે મોકલ્યો. તેણે જાલંધર અને કાસ્મીરનાં ખંડિયાં રાજ્યોમાં થઈ વરાહમૂળને રસ્તેથી [5]સુવા-

---

અને તેના મળતિયા ક્યાંના, તે જાણવામાં નથી. લાટ, માલવ, ગુર્જર અને સિંધુ દેશના કદાચ તેઓ હોય. કેમકે જથુ સ્થાણ્વીશ્વરનો દ્રોહ કરનાર આ ચાર છે.

૧ જુઓ **હર્ષચરિત**માંનાં અનુક્રમે રાજ્યવર્ધન અને હર્ષવર્ધન માટેનાં નીચે ઉતારેલાં વાક્યોઃ **कलत्रं रक्षत्विति श्रीस्ते निस्त्रिंशेऽधिवसति। पृ. २०६। અને गृहीतब्रह्मचर्यमालिङ्गितं राजलक्ष्म्या। पृ. ७८।.** ૨ કાફરિસ્તાન. ૩ પેશાવરની આસપાસનો મુલક. ૪ પંજાબ. ૫ સ્વાટ.

સ્તુનું મહાવન ઝપાટાબંધ પસાર કર્યું. અહીં વળાવવા આવેલા ન્હાના ભાઈને પરાણે રોકી મોટો ભાઈ [1]તુષારગિરિની પ્રચંડ હાર ઓળંગી ઉત્તર તરફ દુશ્મન સામે ધસ્યો. સવારી બહુ

---

૧ રાજ્યવર્ધન તુષારગિરિ ઓળંગી ઉત્તર તરફ હૂણોને જીતવા ગયાનું **हर्षचरित**માં લખ્યું છે. સામાન્ય રીતે **तुषारगिरि** શબ્દથી હિમાલયની હાર સમજાય છે. પરંતુ **हर्षचरित**માં **तुषारगिरि**નો અને હિમાલયનો ગર્ભિત વિવેક કર્યો છે **हमयि एवान्तरं तुषारगिरिगन्धमादनयोरुत्साहिनः, क्रिष्कुस्तुरुष्कविषयाः, प्रादेशः पारसीकदेशः, शशपदं शकस्थानम्** । 'વીર પુરુષને તુષારગિરિ અને ગંધમાદનનું અંતર સ્વલ્પમાત્ર છે.' એટલે કે સામાન્ય માણસને મન તે અંતર ઘણું મોટું છે. આવી રીતે ગંધમાદનથી બહુ છેટે આવેલો તુષારગિરિ તે કયો? હિમાલયના એક ભાગ તરીકે ગંધમાદન પર્વત જાણીતો છે. બાણભટ્ટની **कादम्बरी**માં તારાપીડના રાજ્યના વિસ્તારની ચારે દિશામાં હદ બતાવી છે, ત્યાં ઉત્તરની સરહદ ગંધમાદનથી આંકી છે અને તેને બદરિકાશ્રમ વડે રમણીય બનેલો કહ્યો છે; જુઓ **कादं.** । પૃષ્ઠ ૫૫। પંક્તિ ૧-૪। **नरनारायणचरणमुद्राङ्कितबदरिकाश्रमरमणीयात् कुबेरपुरसुन्दरीभूषणरवमुखरितशिखरात् सप्तर्षिवंध्योपसनापूतप्रस्रवणाम्भसो वृकोदरोद्दलितसौगन्धिककमलवनगन्धिमण्डलाद्गा गन्धमादनात्** ।

ચસંમી અને જોખમ ભરેલી હતી. ઊંચા ઊંચા ખડક અને ઊંડી ઊંડી ખોથી દેશ કુદરતી રીતે જ બહુ દુર્ગમ હતો. એ પહાડી મુલકમાં બારે માસ વરસાદ બરફ અને પવનનાં ભારે તોફાન થતાં અને રસ્તા બંધ થઈ જતા. ભર ઊન્હાળાની મોસમમાં પણ કડકડતી ટાઢ પડતી હતી. બામિયન શહેર ડુંગર ઉપર વસ્યું હતું. ખડક કોરી કાઢી ગુફાઓમાં લોક

---

આથી હિમાલયની હારનો કેદારનાથ આગળનો ભાગ તે જ ગંધમાદન પર્વત ઠરે છે. એની અને હિમાલયની વચ્ચેનું છેટું કહેવું તે તો શરીર અને તેના એકાદ અવયવ વચ્ચેનું છેટું કહેવા બરાબર છે. અર્થાત્ ઉપરના ઊતારામાં તુષારગિરિ તે હિમાલય નહિ પણ બીજો કોઈ પર્વત હોવો જોઇયે. હવે યવનચંગના પ્રવાસની હકીકત ઉપરથી જાણિયે છિયે કે હાલનો હિંદુકુશપર્વત એ પ્રવાસીના સમયમાં તુષારગિરિ કહેવાતો હતો. જુઓ Watters' Yuan Chwang. આ પ્રદેશમાં વિહાર કરનારા બૌદ્ધ સાધુઓ એનો તુષારગિરિના નામથી નિર્દેશ કરે છે. આથી હું એવા નિશ્ચય ઉપર આવું છું કે હિંદુકુશની પેલી પાર બામિયનના કુણો ઉપર જ રાજ્યવર્ધન સવારી લેઈ ગયો હોવો જોઇયે. ઉપરના ઊતારામાં જે જે મુલકો ગણાવ્યા છે, તે હિંદુકુશની પારના છે. એમને હિમાલય સાથે કંઈ પણ સંબંધ નથી કે જેથી તુષારગિરિ

રહેતા હતા. તળેટીમાં નદી વહેતી હતી[1]. આવા અગમ્ય પ્રદેશમાં લૂટારૂ હૂણો ઉત્તર અને દક્ષિણ રાજ્ય તૂટયા પછી એમનો મધપૂડો બાંધી નિશ્ચિતપણે વસતા હતા. તેમને સ્વપ્નામાં એ ખ્યાલ ન હતો કે તેમનો ઠામ ફેડવા કપિશનો વિકટ ડુંગરી મુલક વટાવી રાજ્યવર્ધન ધસ્યો આવે છે. એના અણ-ધાર્યા હુમલાથી હૂણો ગભરાઈ ગયા. નાકાં ને મોરચાઓ દુશ્મનના હાથમાં હોવાથી નાસવા જતાં તેઓ ઊલટા અખડાઈ પડ્યા ને કપાઈ મુઆ. રોષે ચડેલા રાજપુત્રે હૂણોનો ખોડો કાઢી નાંખ્યો. એ રીતે મધ્ય હૂણરાજ્યનો પણ અંત આવ્યો [ઇ. સ. ૬૦૫][2].

શબ્દે હિમાલય લેઈ શકાય. વળી હૂણોનાં ત્રણ રાજ્ય પૈકી ઉત્તરનૂં ઈ. સ. ૫૬૫ માં અને દક્ષિણનૂં ઇ. સ ૫૮૦ માં નાશ પામ્યૂં હતૂં. તે પછી હયાતી ધરાવનારૂં એકલૂં મધ્ય હૂણરાજ્ય જ હતૂં. આથી રાજ્યવર્ધનની ચડાઈ તેના જ ઉપર હોવી જોઇયે; અને એ રાજ્ય તે હિંદુકૂશની પેલી પારના ડૂંગરી મુલકનૂં, જેનૂ મુખ્ય શહેર બામિ-યન હતૂં. એ હકીકત પણ ઉપલા નિશ્ચયનૂં સમર્થન કરે છે.

૧ જુઓ Watters' Yuan Chwang. ૨ હર્ષનાં દાન-પત્રોમાં उत्खाय द्विषतो विजित्य वसुधां कृत्वा प्रजानां प्रियम् એ જે પંક્તિ છે, તે આ પરાક્રમને અનુલક્ષીને હોય એમ લાગેછે.

મોટો ભાઇ સિધાવ્યા પછી હર્ષ સુવાસ્તુનાં પુરાણાં જંગલોમાં શિકાર કરવા થોભ્યો. શૂરા રાજવંશીઓ રણમાં શત્રુના અને અરણ્યમાં શ્વાપદના શિકારમાં આનંદ માને છે. મૃગયાના કોલાહલથી તે જંગલને કંપાવી મૂકતો હતો, તેવામાં તેને એક દિવસ પિતુશ્રીના ભયંકર મંદવાડના મહા ઉદ્વેગકારક સમાચાર મળ્યા. તેથી તે પાણી એ પીવા ન રહી એકદમ સ્થાણ્વીશ્વર આવ્યો. અહીં પ્રભાકરવર્ધન મોતની પથારીએ પડયો હતો. હર્ષ એટલો ભાગ્યશાળી કે એને માતાપિતાનો મેળાપ થવા પામ્યો. એના આવ્યા પછી મંદવાડ વધી જવાની સાથે રાણી યશોમતી જીવતી બળી મુઇ. ત્યારપછી તરતમાં જ પ્રભાકરવર્ધને પણ દેહ છોડયો. એકી વખતે માતાપિતાની શીતળ અને હૂંફાળી છાયા ખોઇ બેસનાર હર્ષે બહુ બહુ કલ્પાંત કર્યું[1].

ઉત્તરક્રિયા થઇ રહ્યા બાદ કેટલેક દિવસે રાજ્યવર્ધન હૂણોનો નાશ કરી પાછો આવ્યો. તે પણ માતાપિતાના મરણથી અત્યંત શોકમાં બૂડી ગયો. તીવ્ર વૈરાગ્યથી તે રાજપાટ ન્હાના ભાઇને સોંપી વલ્કલ ગ્રહણ કરતો હતો, તેટલામાં

---

૧ જુઓ हर्षचरित । उच्छ्वास ५।

કનોજથી શ્વાસ ભર્યો હલકારો આવ્યો. તેણે ત્રાહ્ય ત્રાહ્ય સાથે મહારાજા ગ્રહવર્માનું અપરમાલવના રાજાએ ખૂન કર્યાના અને દેવી રાજ્યશ્રીને બેડી જડી કેદમાં નાંખ્યાના દારુણ સમાચાર નિવેદન કર્યા. તે જ ક્ષણે માત્ર દસ હઝાર ઘોડા સાથે ભંડિને લેઈ રાજ્યવર્ધન બ્હેનની વ્હારે ધાયો[1].

આ વખતે કનોજમાં માલવરાજની આગેવાની નીચે લાટ અપરમાલવ અને ગુર્જરનાં લશ્કરો એકઠાં થયાં હતાં. એ ત્રણ રાજ્યો અત્યાર સૂધી દબાયાં ચંપાયાં શ્રીકંઠને નમ્યું આપતાં હતાં. પણ તેમના હૃદયમાં પ્રભાકરવર્ધને કરેલો પરાભવ સાલ્યા કરતો હતો. આથી, જ્યારે અપરમાલવના કિન્નાખોર રાજાએ પ્રબળ વૈરી પ્રતાપશીલને મંદવાડની મરણપથારીએ પડ્યાની, શૂરો રાજ્યવર્ધન લાવલશ્કર સાથે તુખારગિરિની પેલી પાર ગયાની અને ક્રીડાકૌતુકી હર્ષવર્ધન સુવાસ્તુમાં મૃગયાના ચડસે ચડ્યાની ખબર છૂપા જાસુસથી જાણી, ત્યારે તેણે એ છિદ્રનો લાભ લેઈ શ્રીકંઠ અને કનોજ જીતી લેવાનો

---

1 જુઓ हर्षचरित । उच्छ्वास ६ ।

મંનસૂબો કર્યો. એનો મિત્ર શશાંક એ યોજનામાં જોડાયો. મગધના ગુપ્તો તેના નિસર્ગવૈરી હતા. એ ગુપ્તોને બહાદુર મહાસેનગુપ્ત ગુજરી જતાં કરી આ સંબંધીઓની જ મોટી ઓથ હતી. માધવગુપ્તને નોંધારો અને નબળો પાડવાના ઇરાદાથી કર્ણસુવર્ણનો રાજા સ્થાણ્વીશ્વર અને કાન્યકુબ્જ સામેની ખટપટમાં ભળ્યો. પ્રપંચી માલવરાજે પડોશના લાટ અને ગુર્જરને પણ જૂનું વેર યાદ દેવરાવી ઉશ્કેર્યા. માંહોમાંહી સંતલશ કરી ચારે રાજ્ય એકીવખતે કનોજ ઉપર અણચિંત્યાં ચઢી આવ્યાં. આ ચારગણા પાંચગણા લશ્કર સામે ટક્કર લેવા હામ ભીડી ગ્રહવર્મા સજ્જ થયો. તેણે કોટે કોટે વજ્રીએ વજ્રીએ અને બુરજે બુરજે સૈનિકો ગોઠવી દીધા. કનોજની પૂર્વ બાજુએ ગંગા નદી શહેરને ઘસડાઇને વહેતી હતી; એટલે એ તરફથી તો દુશ્મનનો ભય જ ન હતો. બીજી બાજુઓએ નદી જેવી જ ઊંડી ખાઈ હતી. ઉપરાંત શહેરની આસપાસ મજબૂત કિલ્લો હતો, તેનો આશરે આઠેક માઇલ ઘેરાવો હતો[1]. શત્રુઓએ જોયું કે જોર દાખવી શૂરા

1 જૂના કનોજ અને તેનાં ખંડેરના વર્ણન માટે જુઓ Cunningham's Ancient Geography of India.

પાંચાલ સુભટો પાસેથી આ શહેર પડાવવું મુશ્કેલ છે, અને ભૂખમરાથી તેઓ તાબે થાય ત્યાં સૂધી ઘેરો ઘાલી બેસી રહેવૂં ભારે જોખમ ભરેલૂં છે. તેમને તાજી જ બાતમી મળી હતી કે હૂણો ઉપર સંપૂર્ણ વિજય મેળવી રાજ્યવર્ધન સ્થાણ્વીશ્વર પાછો આવ્યો છે. એ ખબર ગ્રહવર્માને પ્હોચે તે પહેલાં લૂચ્ચા માલવરાજે સલાહને માટે મસલતના બ્હાને અલગ ઊભા કરેલા પટમંડપમાં તેને તેડયો. ભોળો જુવાન રાજા વ્હેમ ખાધા વગર મળવા બહાર આવ્યો. આ તરફ મંડપમાં પગ મૂકતાની સાથે વિશ્વાસઘાતી માલવરાજે ગ્રહવર્માનૂં ખૂન કર્યૂં અને પેલી તરફ દરવાજા બંધ થતા થતામાં તેના ઘોડેસ્વારે શહેરમાં ઘુસી જઈ કતલ ચલાવી. બહારથી લાટ ગુર્જર અને ગૌડ લશ્કરે જોસભેર હલ્લો કર્યો. પાંચાલ સુભટો ઝનૂનમાં આવી ખુન્નસથી લડતા લડતા એકે એક કપાઈ મુઆ; ને કનોજ શત્રુના હાથમાં ગયૂં. તેમણે રાજ્યશ્રી કનોજના કારાગૃહમાં કેદ કરી. જાપતા પૂરતૂં લશ્કર મૂકી સ્થાણ્વીશ્વર ઉપર ચડી જવાનો તેઓ વિચાર કરતા હતા, તેટલામાં રાજ્યવર્ધનનૂં હયદળ એકાએક તોફાની વાદળની પેઠે

તેમના ઉપર તૂટી પડ્યું. ભયંકર સંગ્રામ મચ્યો, તેમાં માલવરાજ મરાયો અને રાજ્યવર્ધનની જીત થઇ[1]. વેગળે શહેરની દક્ષિણમાં પડાવ નાંખી રહેલા શશાંકે બાજી હાથથી ગઈ જોઈ છેલ્લીવારનો ચાળવીને દાવ નાંખ્યો. બહારથી સલાહ

---

૧ જુઓ **हर्षचरित**ની નીચે આપેલી ગાથાઃ–**विश्रब्धघातदोषः स्ववधाय खलस्य वीरकोपकरः। नवतरुभङ्गध्वनिरिव हरिनिद्रातस्करः करिणः॥**. અહીં **संकेत**કાર શંકર **खल** શબ્દ ગૌડ શશાંકને માટે અને **वीर** શબ્દ હર્ષને માટે લે છે, જેથી **विश्रब्धघात** શબ્દે કરીને રાજ્યવર્ધનનૂં ખૂન સમજતો હોય એમ જણાય છે. પરંતુ ગંજામના લેખથી જાણિયે છિયે કે શશાંક તો ઇ. સ. ૬૧૯–૨૦ સૂધી હયાત હતો. આથી ઉપરની ગાથા શશાંયને નહિ, પણ માલવરાજને લાગુ છે, એમ હું સમજૂં છૂં. લુચ્ચા માલવરાજે વિશ્વાસઘાત કરી ગ્રહવર્માને મારી નાંખ્યો, તેથી બહાદુર રાજ્યવર્ધન તેના ઉપર કોપ્યો અને તેણે માલવરાજનો યુદ્ધમાં જીવ લીધો, એવો ઉપરની ગાથાના પૂર્વાર્ધનો અર્થ છે. ગ્રહવર્માનૂં ખૂન ક્યારે થયૂં તે વિશે **हर्षचरित**માં કંઇક ગોટાળો છે. છાપેલો પાઠ ખરો હોય, તો એમાં એ બનાવ સંબંધી નીચેં પ્રમાણે નોંધ છેઃ– **यस्मिन्नहन्यवनिपतिरुपरत इत्यभूद्वार्ता तस्मिन्नेव देवो ग्रहवर्मा दुरात्मना मालवराजेन जीवलोकम्...त्याजितः।**. આ વાક્ય અનુ-

ઇચ્છી અંતરમાં ઘાત ઘડવાના ઇરાદાથી તેણે રાજ્યવર્ધન ઉપર અનેક ભેટ સાથે કુંવરીના સગપણનું શ્રીફળ મોકલ્યું. રાજકુમારે માગું કબૂલ રાખ્યું. તે પછી સસરાએ જમાઈને

---

સાર તો જે દિવસે પ્રભાકરવર્ધન ગુજરી ગયો તે જ દિવસે ગ્રહવર્માનો માલવરાજે જીવ લીધો ઠરે. પરંતુ ગ્રહવર્માના ખૂનની ખબર પંદરવીસ દિવસ સુધી સ્થાણ્વીશ્વરમાં સજાણી રહે એ અસંભવિત છે. વળી ગ્રહવર્મા પડે અને કનોજ લેવાય તે પછી લાગલા સ્થાણ્વીશ્વર ઉપર ચડી જવાને બદલે માલવરાજ વગેરે કનોજમાં પડી રહે એ પણ બનવા જોગ નથી. બીજી તરફ પ્રભાકરવર્ધનના મરણની વાર્તા ઘડીઘડીની ખબર મેળવનાર શત્રુને પંદરવીસ દહાડા જેટલી મોડી મળે તે પણ માન્યું જતું નથી. આથી હું એમ ધારૂં છું કે મૂળ પાઠ उपरतः નહિ હોય, उपगतः હશે; અને અવનિપતિ રાજ્યવર્ધન સ્થાણ્વીશ્વર વળી આવ્યાની બાતમી જે દહાડે શત્રુને પ્હોચી, તે જ દહાડે માલવરાજે ગ્રહવર્માની ઘાત ઘડી એવો બાણનો અભિપ્રાય હશે. પ્રભાકરવર્ધન અને હર્ષવર્ધનની વચ્ચે ટૂંકી મુદત રાજ્યવર્ધને રાજપદ ભોગવ્યું હતું. તેને લીધે ઉપરના ઊતારામાં એને अवनिपति કહ્યો છે તે બરાબર જ છે. દાનપત્રોમાં પણ એને રાજાનાં બધાં વિશેષણો લગાડ્યાં છે.

જમવા નોંતર્યો. નિષ્કપટી વીર લગારે અવિશ્વાસ આણ્યા વિના શત્રુના આવાસે ગયો. ત્યાં શસ્ત્ર પડખે મેલી જમતાં જમતાં દુષ્ટ ગૌડે રાજ્યવર્ધનનું ખૂન[1] કર્યું અને પોતે અંગરક્ષક સાથે છાનો માનો પોબારાં ગણી ગયો.

દગો થયાની ખબર પડવાની સાથે ભંડિએ દુશ્મનની

---

૧ જુઓ હર્ષનાં દાનપત્રઃ—प्राणानुज्झितवानरातिभवने सत्यानुरोधेन यः ।. જુઓ વળી हर्षचरितનું નીચેનું વાક્યઃ— हेलानिर्जितमालवानीकमपि गौडाधिपेन मिथ्योपचारोपचितविश्वासं मुक्तशस्त्रमेकाकिनं विश्रब्धं स्वभवन एव भ्रातरं व्यापादितमश्रौषीत् ।. ગૌડ રાજાનું નામ બાણે નથી આપ્યું. પણ તે કર્ણસુવર્ણનો શશાંક હોવાનું યવનચંગ લખે છે. संकेतમાં શંકર પણ એજ નામ આપે છે અને નીચે મુજબ ખૂનની હકીકત પણ નોંધે છેઃ— शशाङ्कनामा गौडाधिपतिः । तेन शशाङ्केन विश्वासार्थं दूतमुखेन कन्याप्रदानमुक्त्वा प्रलोभितो राज्यवर्धनः स्वगेहे सानुचरो भुञ्जान एव छद्मना व्यापादितः ।

છાવણી ઘેરી લીધી. માલવરાજ મરાયાથી અને શશાંક સટકી ગયાથી ગભરાયલું નનાયકું સૈન્ય શરણ થયું. ભંડિએ હવે રાજ્યશ્રીને છોડાવવા માણસો મોકલ્યાં. તેઓ વ્હીલે મ્હોએ પાછાં આવ્યાં અને કહ્યું કે દેવી રાજ્યશ્રી તો કારાગૃહમાં છે નહિ,–કહે છે કે તે છાનાંમાનાં વિંધ્યાટવીમાં ચાલ્યાં ગયાં છે. લાચાર બનેલો ભંડિ અસંખ્યાત કેદી અને અનર્ગળ લૂંટ સાથે ભાગલે પગે સ્થાણ્વીશ્વર ભણી વળ્યો[1].

અહીં હર્ષને રાજ્યવર્દ્ધનના ખૂનના સમાચાર પ્હોંચી ગયા હતા. એ ખબર થવાની સાથે તેને રગે રગ ક્રોધ વ્યાપી રહ્યો. તેનું મ્હો લાલચોળ થઈ ગયું; ભવાં સંકોચાઈ બેવડાં વળતાં જણાયાં; આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો; ભુજાની પિંડીઓ ફરકી રહી. ઉષ્ણ નિશ્વાસ મૂકી નસકોરાં ફૂલવા માંડ્યાં; ઓઠ થરડાઈ થરકી રહ્યો, અને આખું સ્વરૂપ કાળભૈરવ જેવું ભયંકર, યમ જેવું ઉગ્ર બની ગયું. કોપ અને તિરસ્કારથી દાંત પીસી ઓઠ કરડી તે બોલ્યો કે ક્યાં જનાર છે એ અઘોર કૃત્યનો કરનાર દુર્બુદ્ધિ? પાસે બેઠેલા અતિવૃદ્ધ સેનાપતિ સિંહનાદે જવાંમર્દીની સલાહથી તેનો ક્રોધ પ્રજ્વલિત કર્યો.

---

1 જુઓ **હર્ષચરિત**.

રાજસભાને ગજાવી મૂકતા સ્વરે તેણે કહ્યું, 'અવશ્ય એ હીણા ગૌડને શાસન થવું જ જોઇયે; એટલા માટે કે હવે પછી પણ બીજો કોઈ એવું હીચકારૂં નીચ કામ કરવા હિમ્મત ધરે નહિ. તમારા પિતા પિતામહ ને પ્રપિતામહ કેવાં પરાક્રમ કરી ગયા છે તે સંભારો, અને તેમને પગલે ચાલો. શોક કરવાનો આ સમય નથી. તમે તમારૂં ક્ષાત્ર તેજ બતાવો અને બ્રાહ્મણ પરશુરામની કીર્તિ ઝાંખી પાડો. અન્ય ઉપાયે તમારો દાહજ્વર શમવાનો નથી'. પિતાના મિત્રને કુમારે ઉશ્કેરાઈ ઉત્તર આપ્યોઃ-પિતાસ્વરૂપ સિંહનાદજી! તમારા જ ચરણના સમ ખાઈ પ્રતિજ્ઞા લેઊં છું કે હું કેટલાક સમયમાં એકે એક ઉન્મત્ત રાજાનો મદ ઊતારીશ ને તેને હાથ જોડવા ફરજ પાડીશ અથવા તો તેના પગમાં બેડી નાંખીશ. તે પછી ગંધમાદન, સુવેલ, ઉદયાચલ અને અસ્તાચલ વચ્ચેના ચારખૂંટ પૃથ્વીના રાજારાણાને યુદ્ધ કે કર આપવાનાં કહેણ મોકલી યોગ્ય મુહૂર્તે તે મોટા સૈન્ય સાથે દિગ્વિજયે નીકળ્યો. એની સાથે વીસ હઝાર હયદળ, પચાસ હઝાર પાયદળ, અને પાંચ હઝાર ગજદળનું કસાયલું ને કેળવાયલું લશ્કર હતું.

પહેલે જ પડાવે મિત્રાચારી ઇચ્છતા કામરૂપના કુમારે મોકલેલો દૂત હંસવેગ તેને આવી મળ્યો. તેણે કુમારની વતી ઘણી ઘણી કીમતી ભેટની સાથે છત્રપતિપણાના શુભ શુકનરૂપ મોતીની ઝૂલવાળું અપૂર્વ વારુણ છત્ર હર્ષને નિવેદન કર્યું. ગુણજ્ઞ હર્ષે આપત્તિના સમયમાં બંધુભાવ દર્શાવતા વૈષ્ણવ વંશના ભાસ્કરવર્મા સાથે શાશ્વતી મૈત્રીનો સંબંધ બાંધ્યો; અને એને માળવાની તીવ્ર ઉત્કંઠા દર્શાવી એના તરફથી આવેલા દૂતને ઉચિત સત્કારથી પાછો વળાવી પોતે પ્રયાણ જારી રાખ્યું[1].

માર્ગમાં હર્ષને ભંડિનો મેળાપ થયો. એના મ્હોએ રાજ્યશ્રીએ વિંધ્યાટવીમાં વાસ પૂર્યાનું સાંભળી દૂખિયારા કુમારને અધિક દુઃખ થયું. એને વીતક વીતવામાં કશી બાકી રહી ન હતી. માતાનો અગ્નિપ્રવેશ, પિતાનો પ્રાણત્યાગ, ન્હાની બહેનનો રંડાપો અને મોટા ભાઈનો કપટથી વધ, એટલાથી જાણે ન ધરાતું હોય તેમ રાંડેલી બહેનનો પણ નિર્દય દૈવે વિજોગ પડાવ્યો. સામટાં આવી પડેલાં અનેક

---

૧ જુઓ હર્ષચરિત.

વજ્ર સામે તેણે વજ્રથી એ અધિક કઠણ હૃદય કર્યું. વીર પુરુષો સંકટના કાયરની પેઠે લમણે હાથ દેઈ આંસુ ઢાળવાને સરજ્યા નથી. પોતે લીધેલી મહાન પ્રતિજ્ઞાથી લેશમાત્ર પણ ચલિત ન થઈ તેણે મુખ્ય સૈન્ય ભંડિની સરદારી નીચે કર્ણ-સુવર્ણ તરફ ચાલતું કર્યું અને પોતે માધવગુપ્ત સાથે હયદળની એક તૂકડી લેઈ વ્હાલી બહેનની શોધે નીકળ્યો. કહે છે કે ત્વરા પંથ ટૂંકો કરે છે; ને તે ખરું છે. જૂજ જ મજલે ગંગા નદીના કાંઠેથી હર્ષ વિંધ્યાટવી જઈ પ્હોચ્યો. ત્યાં આટવિક સામંત શરભકેતુનો પુત્ર વ્યાઘ્રકેતુ સારી વિંધ્યાટવીના ભોમિયા એક શબરને લેઈ તેના સામો આવ્યો. એ ભોમિયાએ ભદંત દિવાકરમિત્રનું નામ લીધાથી તેના મઠ તરફ કુમારે ઘોડા ચલાવ્યા. એ મઠ ત્યાંથી અધ ગાઉ ઉપર એક ડુંગરની તળે-ટીમાં આવ્યો હતો. તેની પાસે થઈને સ્ફટિકના જેવું નિર્મળ ડુંગરી ઝરણુ ખળખળ કરતૂં વહેતુ હતું. અહીં તે મધ્યમ વયનો બૌદ્ધ સાધુ અનેક શિષ્યો સાથે રહેતો હતો. એ પૂર્વા-શ્રમે મૈત્રાયણી શાખાનો વિદ્વાન બ્રાહ્મણ હતો ને કાન્યકુબ્જનો વતની હતો. એણે બેએક વરસ ઉપર ભેખ લીધો, તે

પહેલાં તે મહારાજા ગ્રહવર્માનો આપ્ત મિત્ર હતો. આથી કદાચ એને ત્યાંથી બહેનની ભાળ મળે, એ આશાએ કુમાર એને મઠે આવ્યો. દિવાકરમિત્રને તે રાજ્યશ્રીના સમાચાર પૂછતો હતો, તે દરમ્યાન એક ભિક્ષુ દોડતો આવ્યો. તેનો ચ્હેરો ગભરાયલો હતો અને તેને મ્હોએ શ્વાસ માતો ન હતો. ગુરુ કોની સાથે વાત કરે છે તે જોવા ન રહેતાં તેણે એકદમ કહ્યું કે ધાઓ, ધાઓ! ગુરુજી! આ કોઈ બાળા દુઃખની મારી બળી મરે છે! એને ઊગારિયે. બધા ત્યાં મનને વેગે દોડી ગયા અને જોયું તો ચિતા ખડકી બળી મરનારી બીજી કોઈ નહિ પણ રાજ્યશ્રી પોતે જ હતી. એકાએક ભાઇ ને જોઈ મૂર્છિત બની તે પડી જતી હતી, તેને કુમારે ઝાલી લીધી; અને બાજુ ઉપર લેઈ જઈ અનેક શીતોપચાર કર્યા. ભાન આવતાં બહુ બહુ પ્રકારે સમાધાન કરી તેને મુકામે આણી. વીતક પૂછતાં એક સખીએ કુમારને કહ્યું:–' પાપી ગૌડ નાઠો તે જ અરસામાં, કલ્યાણ થજો ભલા ગુપ્તનું, એણે બાસાહેબને કારાગૃહના અંધકારમાંથી

બહાર કાઢ્યાં. એ ગુપ્ત ભાઈએ જ અમને મોટા બાપુના ખૂનની વાત કહી. એ માઠા સમાચાર સાંભળી બાસાહેબે અન્નનો ત્યાગ કર્યો; અને તે વખતના ગરબડાટનો લાભ લેઈ આ અટવીમાં વાસ પૂર્યો. ન્હાના બાપુ આવી પ્હોચ્યા ન હોત તો એ બળી મરવાનાં જ હતાં.' ગૌડનું નામ સાંભળી કુમારનો રોષ પ્રજળી ઊઠયો, જેથી આવ્યો હતો તે કરતાં પણ અધિક ત્વરાથી વિંધ્યાટવી વટાવી તે ગંગાકાંઠાની છાવણીએ પાછો ફર્યો. બહેનનું સમાધાન કરવાનું અને તેને બોધ દેવાનું ભદંત દિવાકરમિત્રને ભાળવી હયદળ વ્હાણે ચડાવી જળમાર્ગે લાંબી વાટ પી જઈ વખતસર પોતે ભંડિની સરદારી નીચે સ્થળમાર્ગે શત્રુની રાજધાની રત્તમદ્દિકા એ પ્હોચેલા મુખ્ય સૈન્યના ભેગો થઈ ગયો[1]. તેના આવી પ્હોચવા પહેલાં શત્રુતા દર્શાવી સામા થયેલા ચંપાપતિને ભંડિએ ધૂળ ચાટતો કર્યો હતો[2].

---

૧ રાજ્યશ્રીની શોધની હકીકત **हर्षचरित**માંથી લીધી છે.

૨ જુઓ નીચેનું મૌર્યકવિકૃત સુભાષિત:— **भूपालाः शशिभास्क-**

એ જ સંધિમાં કામરૂપનો ભાસ્કરવર્મા ન્હાના પણ વીણી કાઢેલા સબળ સૈન્ય સાથે મેલાણમાં આવી પ્હોચ્યો. હંસવેગે ઊડી હર્ષ વિજયાત્રાએ નીકળ્યાના સમાચાર કુમારને કહ્યા હતા અને એણે કુમારને મળવાને જે તીવ્ર ઉત્કંઠા બતાવી હતી તે પણ હર્ષે મોકલેલી ભેટ સાથે નિવેદન કરી હતી. તે ઉપરથી કુમાર રસાલા સાથે હર્ષના દર્શનાર્થે નીકળ્યો હતો. માર્ગમાં તેના દૂતે કર્ણસુવર્ણના મામલાની ખબર કર્યાથી તેણે રત્તમદ્રિકાનો રસ્તો લીધો હતો. હર્ષ કુમારના દર્શનથી ઘણો ખુશી થયો[1].

---

रान्वयभुवः कं नाम नासादिता भर्तारं पुनरेकमेव हि भुवस्त्वा- मेव मन्यामहे। येनाङ्कं परिमृष्य कुन्तलमथाकृष्य व्युदस्यायतं चोळं प्राप्य च मध्यदेशमधुना काञ्च्यां करः पातितः॥

૧ હર્ષચરિતમાં હર્ષ तथा यतेथा यथा न चिरमस्मान् क्लेशयति कुमारदर्शनोत्कण्ठा। એ શબ્દોમાં કુમારને મળવાની ઇંતેજારી જ- ણાવે છે, તેના જવાબમાં હંસવેગ एवमभिनन्दितास्मदीयप्रणयो देवोऽपि दिवसैः कतिपयैरेव परागतः प्राग्ज्योतिषेश्वर इति करोतु चेतसि। એમ જે કહે છે તેના આધારે મેં આ લખ્યું છે.

કર્ણસુવર્ણનો શશાંક મહાધર્માંધ રાજા હતો. બુદ્ધગયામાં પુરાણું મહાબોધિ વૃક્ષ હતું, તેનાં મૂળમાં એણે દેવતા મૂકી નાશ કર્યો હતો. પાટલિપુત્રમાં બુદ્ધ ભગવાનનાં પગલાં હતાં, તે શિલા ઊચકી એણે ગંગાના ઊંડા પાણીમાં ફેંકી દીધી હતી. મગધમાં અનેક મઠો અને આરામો હતા, તે જમીનદોસ્ત કરી એણે બૌદ્ધ ભિક્ષુઓને રખડતા કર્યા હતા[1]. તે સાહસિક પણ તેવો જ હતો. પરંતુ થળવટ જળવટના એવડા સંગ્રામમાં તેણે જોયું કે બચવું મુશ્કેલ છે. આથી વખત વિચારી તે કુમારને શરણે ગયો. તેણે પાપનું પોટલું મરનાર માલવરાજને માથે નાંખી દીધું; અને દીન થઈ ગદ્દગદ સ્વરે બોલ્યો:–'પ્રૌઢપ્રતાપ કુમાર! તમે માનશો નહિ; પણ માલવરાજના માણસે જ મારે ત્યાં જમવા નોંતરેલા મહારાજા રાજ્યવર્ધનનું ખૂન કર્યું. એ ગોઝારા કૃત્યથી હબક ખાઈ 'હવે શું મ્હો બતાવવું?' કરીને હું કનોજથી રતોવાઇ નાઠો. ખરેખર, મારે ત્યાં એમનું ખૂન થયું ને મારૂં ધાર્યું ધૂળ મળ્યું, એ વિચારથી આજ પણ મારા મનમાં દુઃખ

---

૧ જુઓ Watters' Yuan Chwang.

થયા કરે છે'. ભોળા કુમારે શશાંકનાં આ કપટવચન ખરાં માન્યાં. તેણે માધવગુપ્ત અને ભંડિની સાચી સલાહ બાજુ ઉપર મૂકી ભૂંડા પ્રત્યે ભલાઈ કરી દુશ્મનને માફી બક્ષી તેનો જીવ ઊગાર્યો એટલું જ નહિ, પણ તેનું રાજ્ય પણ તેને સ્વાધીન કર્યું[1].

શશાંકના પરાભવથી એકલું કર્ણસુવર્ણ જ નહિ પણ સમતત, ઉત્કલ અને કોંગમંડલ જે શશાંકને તાબે હતાં તે પણ હર્ષની સત્તા નીચે આવ્યાં. મગધ અને કામરૂપ તો આગમચથી મિત્રકોટિમાં હતા. પુંડ્રવર્ધનના રાજાએ સલાહનાં કહેણ કહાવ્યાં અને તે હર્ષે સ્વીકાર્યાં. આ રીતે પૂર્વમાં પોતાના અમલની જમાવટ થયાથી હર્ષ પાછા વળવાનો વિચાર કરતો હતો. તે વખતે તેને ભાસ્કરવર્માએ પોતાને ત્યાં પધારવા આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરી. નિમંત્રણ ટાણા સર હતું.

---

૧ જુઓ હર્ષચરિતની નીચેની ગાથા:—धृतधनुषि बाहुशालिनि शैला न नमन्ति यत् तदाश्चर्यम् । रिपुसंज्ञकेषु गणना कैव वराकेषु काकेषु ॥. અહીં ઉત્તરાર્ધમાં શશાંકે નમ્યૂં આપ્યાનો આક્ષેપ છે.

ભાસ્કરવર્મા કેટલાક સમયથી ગાદીએ આવ્યો હતો, પણ તેને અભિષેક થવો બાકી હતો. કુમારના સ્નેહ અને સૌજન્યથી મુગ્ધ બનેલા હર્ષે નિમંત્રણ સ્વીકાર્યું. કરતોયા ઓળંગી તે કામરૂપની રાજધાનીએ ગયો; પંડે ભાસ્કરવર્માને અભિષેક કર્યો; અને તેને પૂર્વદિશાનો લોકપાલ સ્થાપ્યો[1]. ત્રેવડા ચોવડા શોકના કારણથી તેણે મહોત્સવમાં ભાગ લીધો નહિ.

કામરૂપથી પાછા વળતાં નવા મિત્ર પુંડ્રવર્ધનપતિની અને જૂના સંબંધી મગધેશ્વરની હર્ષે મુલાકાત લીધી. તે માધવગુપ્તનો મહેમાન હતો તે દરમ્યાન પશ્ચિમમાંથી ફિકર ઊપજા-

---

૧ हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસમાં अत्र देवेनाभिषिक्त कुमारः। અને अत्र लोकनाथेन दिशां मुखेषु परिकल्पिता लोकपालाः। એ બે વાક્ય મળી આવે છે. તેને આધારે ઉપરની હકીકત ઊપજાવી છે. संकेतમાં પહેલા વાક્યના સંબંધમાં શંકરે બહુ ગોટાળો કર્યો છે. તે લખે છે:–कुमारः कुमारगुप्ताख्यः कुमारो वा यो दर्शितात्मोचितः। कुमारो गुहः पुत्रश्च कुमारः।

વનારા સમાચાર મળ્યા. પદ્માવતીનો મહાનાગ ભારે સંકડામણમાં હતો. સિંધુરાજને મેળવી લેઈ આભીરાવર્તના ગુર્જર અધીશ્વરે નાગદેશ ઉપર એકાએક ચડાઈ કરી હતી. લડાઈના મેદાનમાં તેના સામે ટક્કર લેવા અસમર્થ હોવાથી મહાનાગે પદ્માવતી પાસેના ડુંગરી કિલ્લાનો આશ્રય લીધો હતો. ગુર્જરેશ્વરે ચકલૂં પણ ચસકવા ન પામે એવો સખ્ત ઘેરો ઘાલી ડુંગરની આસપાસ પડાવ નાંખ્યો હતો. એ મહાગીધનાં તેડયાં મધ્ય હિંદનાં ગીધો પણ મડદૂં પીંખી ખાવા ટોળે મળ્યાં હતાં. ગુર્જરેશ્વરની મતલબ બીજી હતી. પશ્ચિમમાં મૂઝવણ ઊભી કરી પૂર્વમાંથી હર્ષની સેનાનો કેટલોક ભાગ પદ્માવતી તરફ ખેંચી પોતાના મળતિયા શશાંકને સંકટમાંથી છોડાવવા તેણે આ પેચ રચ્યો હતો. શશાંકે ટકાવ કર્યો હોત, તો કદાચ હર્ષને પોતાનૂં સૈન્ય બે ભાગે વ્હેંચી નાંખવૂં પડત. પરંતુ ટક્કર લેવાને બદલે વૈતસી વૃત્તિ ધારણ કરી શશાંક તો શરણ થઈ ગયો; અને ગુર્જરની ગણત્રી ખોટી પડી.

મહાનાગના સંકટના સમાચાર મળતાં જ હર્ષ સમગ્ર સૈન્ય

સાથે પાટલિપુત્રથી ઊપડ્યો. તેની વાંસે માધવગુપ્ત પણ પોતાનૂં સૈન્ય લેઈ ચડ્યો. હર્ષ આવતા પહેલાં શશાંકના પરાભવના વર્તમાન પદ્માવતી પ્હોચી ગયા અને શત્રુની છાવણીમાં ભારે ખળભળાટ થયો. તેને આવતો જાણી મધ્ય હિંદના રાજાઓ પોતપોતાને દેશ પાછા ફર્યા. પરંતુ જેનાથી તેઓ ભાગતા હતા, તે તો તેમને સામો મળ્યો. તેમને હરાવવા તે હર્ષને સહેજ વાત હતી પૂંઠે ગરબડાટ ન ઊઠે તેટલા પૂરતો દાબ બેસાડી કુમાર મહાનાગની વ્હારે ધાયો. નાગદેશને અહિચ્છત્ર અને શ્રીકંઠ સાથે સારો સંબંધ હતો. ગુર્જરે પદ્માવતી ઉપર ચડાઈ કરી હતી[1], તેનૂં આ પણ એક કારણ હતૂં. વ્હાર આવી પ્હોચે તે પહેલાં ગઢ હાથ કરવા તેણે ઘણા ઉધામા કર્યા, પણ તે નિષ્ફળ ગયા. એટલામાં નવી નવી ફતેહથી જેનો જુસ્સો માતો ન હતો એવૂં હર્ષનૂં સૈન્ય ખીણો નદીઓ અને અરણ્ય ઓળંગી પદ્માવતી આવી પ્હોચ્યૂં. તેણે લાટ માલવ ગુર્જર અને સિંધુ દેશનાં સૈન્યોને મારી કાઢી મહાનાગને મુક્ત કર્યો [ ઈ. સ. ૬૦૮ ][1].

---

૧ મહાનાગને છોડવ્યાની હકીકત **હર્ષચરિત**ના ત્રીજા ઉચ્છ્વાસના

ગુર્જરેશ્વરે આ બીજી વારની શત્રુતા દર્શાવી હતી. તેથી એને એમ ને એમ જવા તો ન જ દેવો એવું વિચારી કુમાર તેની પૂંઠે થયો. તેને તેણે પકડી પાડી સાંકડામાં લેઈ શરણ થવાની ફરજ પાડી. એને દંડ દેઈ હરૂપે સિંધુદેશનો રસ્તો

---

નીચલા વાક્યના આધારે મેં ઊમેરી છે. अत्र बलिना मोचितभूमृद्दृष्टनो मुक्तो महानागः ।. આ ઊતારામાંના नाग શબ્દે કરીને પદ્માવતીના નાગકુળનો રાજા એવો અર્થ હું લહૂં છૂં. બાણભટ્ટ પદ્માવતીના નાગકુળનો નિર્દેશ हर्षचारितના છઠ્ઠા ઉચ્છ્વાસમાં નીચેના વાક્યમાં કરે છે. न गकुलजन्मनः सारिकाश्रावितमन्त्रस्यासीन्नाशो नागसेनस्य पद्मावत्याम् ।. હરિષેણકૃત સમુદ્રગુપ્તની પ્રશસ્તિમાં ગણપતિ નાગનૂં નામ આવે છે. ઐતિહાસક સ્મિથ પદ્માવતીની આસપાસના મુલકને નકસામાં Naga Territory નામથી ઓળખાવે છે એ નાગદેશની રાજધાની પદ્માવતી પારા અને સિંધુના સંગમની ઉત્તરમાં હતી. એ સંગમથી થોડેક દૂર નીચાણમાં અર્થાત્ પદ્માવતીથી પૂર્વોત્તરમાં સિંધુ અને મધુમતીના સંગમ ઉપર સુવર્ણબિંદુ મહાદેવ હતા. બળી મરવા પહેલાં ભૂરિવસુ એ મહાદેવે આવે છે; તેથી તે પદ્માવતીથી બે ત્રણ માઈલ જ હશે. પદ્માવતી અને સુ-

લીધો. સિંધુરાજ સિંધી અને મકરાણીનું મોટું લશ્કર એકઠું કરી તેના સામો લડવા આવ્યો. એ સેનાઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું. તેમાં સિંધુરાજ મરાયો ને દેશ હર્ષના હાથમાં

---

વર્ણબિંદુ વચ્ચે ઝાડી અને ડુંગર હોવાનું ભવભૂતિ લખે છે. એ ડુંગરને ઘસડાઈને પાટલાવતી વહે છે. આ ડુંગર પ્રસ્તુત ઊતારામાં **भूभृत्** શબ્દે અભિપ્રેત છે. પ્રાણસંકટથી બચવા ત્યાં ગઢ કે ગઢી કરેલ હશે તેમાં મહાનાગે આશ્રય લીધો હશે, એમ હું સમજું છું. ઉપર ચર્ચેલા વાક્યના વ્યાખ્યાનમાં **संकेत**કારે નીચે મુજબ ગોળા ગબડાવ્યા છે. **भूभृद्राजा श्रीकुमाराख्यः। श्रीकुमारो नाम राजा किल दर्पशातेनोपजातमदेन हस्तेन वेष्टितः। ततः श्रीहर्षेणाकृष्य खड्गं तस्मान्मोचितोऽसौ दन्ती च रोषाद्वने परित्यक्त इति वार्ता।** અહીં જે દર્પશાત હાથી વનમાં છોડી દીધો કહ્યો છે, તે બાણભટ્ટ ઈ. સ. ૬૩૩ ના અરસામાં હર્ષને મળવા આવ્યો ત્યાં સૂધી હર્ષની ગજશાળામાં હતો; ને તે રાજાનો માનીતો હાથી હતો. આથી બાણભટ્ટના મેળાપ પહેલાં દર્પશાતને વનમાં છોડી દીધો સમજિયે, તો બાણે જ આપેલી હકીકતથી તે વાત ખોટી પડે છે. મેળાપ પછી હાથીને વનમાં છોડી દીધો ધારિયે, તો તેનો નિર્દેશ કાળવિશેષને લીધે અસંભવિત બને છે.

ગયો[1]. પછી અપરમાલવ અને લાટની ખબર લેવા તે ભિન્નમાળ તરફ વળ્યો. અહીં તેને લડવું ન પડયૂં. સિંધુરાજની માઠી દશાથી મનમાં ધડો લેઈ પશ્ચિમના રાજાઓ હર્ષને સામા મળવા આવ્યા અને સૌએ તેનૂં ઉપરીપણૂં સ્વીકાર્યૂં [ ઇ. સ. ૬૦૯–૧૦ ].

વિગ્રહથી પરવારતાં પૂર્વે માલવના માધવગુપ્તે ઉજ્જયિનીમાં સૈન્યને વીસામો આપવા કુમારને વિજ્ઞપ્તિ કરી. લાંબા વિગ્રહની લાંબી લાંબી મજલો પછી સૈન્યને બેશક આરામની બહુ જ જરૂર હતી. કંઇક તે કારણથી અને કંઇક મિત્રસ્નેહથી હર્ષે હા પાડી; અને કેટલોક વખત તે મિત્ર માધવગુપ્તનો મહેમાન થઈને રહ્યો. પછી તે કનોજ થઈ રાજ્યશ્રીને લેઈ પાછો સ્થાણ્વીશ્વર આવ્યો [ ઈ. સ. ૬૧૨ ].

---

૧ સિંધુરાજની હકીકત **हर्षचरित**ના ત્રીજા ઉચ્છ્વાસના નીચલા વાકયને આધારે લખી છે. **अत्र पुरुषोत्तमेन सिन्धुराजं प्रमथ्य लक्ष्मीरात्मीकृता ।** આ સિંધુરાજ તે Duff's Chronology of India માં કહેલો બીજો રાઈ સાહસી હશે.

કુમાર દિગ્વિજયે નીકળ્યો ત્યારે તેની પાસે વીસ હજાર ઘોડેસ્વાર, પચાસ હજાર પાળા અને પાંચ હજાર હાથીનું લશ્કર હતું. તે દેશ સર કરતો ગયો અને સામ્રાજ્યની સીમા વિસ્તાર પામતી ગઈ, તેમ સૈન્ય પણ વધતું ગયું. અત્યારે તેની સેનામાં લડાઈને માટે કેળવેલા હાથી સાઠ હજાર અને ઘોડેસ્વાર એક લાખ હતા. વળી જળવટની લડાઈને માટે તેણે જબરૂં નૌકાસૈન્ય ઊભું કર્યું હતું. આ ગંજાવર અને ઝબરદસ્ત ફોજની સહાયતાથી પાંચ છ વરસમાં હર્ષે કામરૂપથી કપિશ અને હિમાચળથી વિંધ્યાચળ સુધીના બધા મુલકમાં પોતાની સત્તા બેસાડી[1].

જેણે પાંચ વરસ ઉપર બીજાને અભિષેક કર્યો હતો, તેને પોતાને અભિષેક કરવાનો હવે રૂડો અવસર આવ્યો.જ્યોતિષીએ આપેલા મુહૂર્તે મહાસમારંભ સાથે હર્ષને વિધિપૂર્વક અભિષેક કરવામાં આવ્યો. અનેક રાજારાણાઓ તે પ્રસંગના મહોત્સ-

---

૧ થળવટના સૈન્યની નોંધ Smith's Early History of India ઉપરથી અને જળવટની દાનપત્રો ઉપરથી લીધી છે.

વમાં ભાગ લેવા સામ્રાજ્યના જુદા જુદા ભાગમાંથી સ્થાણ્વીશ્વરમાં ભેગા થયા. આખા આર્યાવર્તમાં આનંદ વ્યાપી રહ્યો. કુમાર પદ બદલી હર્ષે પરમ ભટ્ટારક મહારાજાધિરાજની પદવી ધારણ કરી અને ગાદીએ આવ્યાની તારીખથી હર્ષસંવત આખા સામ્રાજ્યમાં ચાલતો કર્યો. આ પરમ અભ્યુદયના પ્રસંગે રાજાએ સૌને તેમની યોગ્યતા પ્રમાણે મોટા દબદબા ભરેલા દરબારમાં સ્વહસ્તે સરપાવ આપ્યો. એ માન મેળવનારા ભાગ્યશાળી પુરુષોમાં ભંડિ અગ્રેસર હતો. એણે પોખેલી પ્રીતિનું, એણે બતાવેલી બહાદુરીનું, એણે બજાવેલી સેવાનું મૂલ અંકાય એવું ન હતું. એનો સત્કાર કરતાં રાજાએ શ્રીમુખે એના અનેક ગુણની બહુ બહુ પ્રશંસા કરી. સ્વામીએ કરેલી જાહેર કદરથી ચકિત અને મુગ્ધ બનેલો ભંડિ અનિવાર્ય આંતર પ્રેરણાથી બોલી ઊઠ્યોઃ—

क्षमी दाता गुणग्राही स्वामी दुःखेन लभ्यते ।

તેને ચક્રવર્તિ કવિએ સિંહાસનથી તત્કાળ ઉત્તર વાળ્યો.

अनुरक्तः शुचिर्दक्षो जाने भृत्योऽपि दुर्लभः ॥

તે સાંભળી હર્ષની મહાનુભાવતાથી વિસ્મય પામતા દરબારીઓએ શાબાશીના હર્ષભર્યા અવાજથી આસ્થાનમંડપ ગજાવી મૂક્યો[1].

મહોત્સવના દિવસો આનંદમાં પસાર થઈ ગયા, જોકે હર્ષના રાજ્યમાં નિત્ય મહોત્સવ જ હતો. એ સમર્થ ચક્રવર્તીએ સત્તા એવી મજબૂત જમાવી હતી કે પરહદની હૂંફ વગર બંડખેડા ઊભા થવા પામે જ નહિ. એના વિશાળ સુરક્ષિત સામ્રાજ્યને બહારની ઉપાધિ બાધ કરે એવું દ્વાર એક જ હતું, લાટ મહારાષ્ટ્રની સરહદ. બાકીનો ભાગ વિં-

૧ सुभाषितावळीमां हर्षदेवततमेवकयोः। એવી સહીથી ઉપરનૂં સુભાષિત આપ્યૂં છે, તે ઉપરથી બંદિની હકીકત નોંધી છે. અહીં अनुरक्तः અને जाने પાઠ हितोपदेशમાંથી સંગ્રહ્યા છે. અભિષેકપ્રસંગનૂં નીચેનૂં વિનોદમાં કહેલૂં સુભાષિત પણ માતંગદિવાકરના નામનૂં જળવાઈ રહ્યૂં છે:-आसीन्नाथ पितामही तव मही माता ततोऽनन्तरं जाता संप्रति साम्बुराशिरशना जाया कुलोद्भूतये। पूर्णे वर्षशते भविष्यति पुनः सैवानवद्या स्नुषा युक्तं नाम समस्तशास्त्रविदुषां लोकेश्वराणामि ॥.

ધ્યાચળે આડા પડી અને વિંધ્યાટવીએ રૂંધી લેઈ અગમ્ય બનાવ્યો હતો. આ પશ્ચિમના ઝાંપાની પેલી પાર એક બળવાન રાજ્ય નવું જામતું હતું. ચાલુક્ય વંશનો બીજો પુલકેશી[1] ઈ. સ. ૬૦૮માં વાતાપીની ગાદીએ આવ્યો હતો, તે બડો બહાદૂર અને સાહસિક રાજા હતો. અભિષેકજળ સૂકાય તે પહેલાં પડોશનો આપ્યાયિક તેના ઉપર ચડી આવ્યો હતો, તેને એણે હરાવી ભૈમરથીની પેલી પાર હાંકી કાઢ્યો હતો. ઉત્તરમાં જ્યારે ગુર્જરેશ્વર અને સિંધુરાજ સાથે હર્ષ વિગ્રહમાં ગૂંથાયો હતો, ત્યારે દક્ષિણમાં પુલકેશી વનવાસીના કદંબો સાથે ચોપટધાએ આવ્યો હતો [ ઈ.સ. ૬૧૦ ]. સિંધુરાજ પડ્યાથી અપર માલવ અને લાટ કુમાર હર્ષને શરણ થઈ ગયા હતા, તેમ વનવાસી જીતાયાથી મૈસૂરના ગંગ

---

૧ પુલકેશીની ફતેહની ટીપ રવિકીર્તિકૃત પ્રશસ્તિમાંથી લીધી છે. પણ ફતેહની સાલો આપી છે તે તો અટકળે અટકળે ગોઠવી છે. હૈદરાબાદના દાનપત્ર પ્રમાણે પુલકેશીએ આ બધીએ ફતેહ ઈ. સ. ૬૧૨ પહેલાં મેળવી હતી; જુઓ Duff's Chronology of India.

અને બાજુ પરના આલૂપો વિજયી ચાલુક્ય વીરને તાબે થયા હતા [ ઈ. સ. ૬૧૧-૧૨ ]. દક્ષિણની ફતેહથી પરવારી વાતાપીના સુભટ ઉત્તરકોંકણ ઉપર ધસ્યા અને પિતાએ હરાવેલા મૌર્યોને પુત્રે ફરી હરાવ્યા [ ઈ. સ. ૬૧૫-૬૧૬ ]. તે પછી ત્રણ મહારાષ્ટ્રનો વારો આવ્યો. ચાલુક્ય સૈન્યનો પ્રતાપ રાષ્ટ્રકૂટોએ ખમાયો નહિ, જેથી કરીને તેઓ દક્ષિણના વિજેતાને તાબે થયા [ ઈ. સ. ૬૧૭-૬૧૯ ]. પુલકેશીની ફતેહ ઉપર ફતેહના વર્તમાન લાટ માલવ અને ગુર્જરોને પ્હોચી ગયા. ચાલુક્યો મૂળે ઉત્તરમાંથી ઊતરી આવ્યા હતા. ગુર્જરોનું લોહી તેમની રગોમાં વહેતું હતું. કંઈક હર્ષનાથી સ્વતંત્ર થવાની ઉત્કંઠાથી ઉશ્કેરાઈ અને કંઈક ચાલુક્યના તેજમાં અંજાઈ ત્રણે ઉત્તરાપથના રાજ્યે નર્મદાના દક્ષિણ કાંઠે ચાલુક્ય સેના પડી હતી ત્યાં ભારે નજરાણા સાથે પુલકેશીની હઝુરમાં દૂતો મોકલ્યા. ચાલુક્ય રાજા તેમના આવવાથી ઘણો ખુશી થયો અને તેણે તેમને સારૂં આદરમાન આપ્યું[1].

---

1 જુઓ રવિકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૨, प्रतापोपनता यस्य लाटमालवगुर्जराः । दण्डोपनतसामन्तचर्या वर्या इवाभवन् ॥.

લાટ માલવ અને ગુર્જર પુલકેશીના પક્ષમાં ગયાની ખબરથી હર્ષના મનમાં જરા ફિકર પેદા થઈ. એમનો ચેપ રખેને પડોશનાં રાજ્યોમાં પસરે એ જ માત્ર એને ભય હતો[1]. તત્કાળ તેણે મુલકગીરીની સવારીના નિમિત્તે ફિતુરી રાજાઓને

---

૧ જુઓ રવિકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૩, अपरिमितविभूतिस्फीतसामन्तसेनामुकुटमणिमयूखाक्रान्तपादारविन्दः । युधि पतितगजेन्द्रानीकबीभत्सभूतो भयविगलितहर्षो येन चाकारि हर्षः ॥. આ શ્લોકમાં રવિકીર્તિ પુલકેશીના હાથે હર્ષના પરાભવની નોંધ લે છે, એમ પુરાવિદ માને છે. પરંતુ મારૂં એવું સમજવૂં છે કે પોતાના ત્રણ ખંડિયા રાજાઓ પુલકેશીના પ્રતાપથી અંજાઈ તેના પક્ષમાં ગયાથી હર્ષને સહેજ ભય પેદા થયાની હકીકત એમાં છે; વિશેષ કંઈ છે નહિ. પ્રશસ્તિના નાયકની મહત્તા વધારવા પ્રતિનાયકની વિભૂતિ પહેલાં ત્રણ ચરણમાં કવિ વર્ણવે છે. જેમનૂં ઐશ્વર્ય અપરિમિત હતૂં એવા સામંતોનૂં મોટૂં લશ્કર હર્ષની સેવામાં હમેશ હાજર ને હાજર રહેતૂં. એની હાથીની સેના યુદ્ધમાં પ્રતિપક્ષી ઉપર તૂટી પડતી તેનાથી તે ખરેખર ત્રાસ ઉપજાવતો હતો. વો ભાવ એ ત્રણ ચરણમાં સમાયો છે. પ્રસ્તુત શ્લોકમાંથી હર્ષના

દંડવા એક તરફથી લશ્કરી તૈયારી કરવા માંડી, અને બીજી તરફથી ચાલુક્યની હિલચાલ જાણવા છૂપા જાસુસો યોજી દીધા. તે દ્વારા તેના જાણવામાં આવ્યું કે પુલકેશી તો કોસલ સર કરી છેક પૂર્વમાં કલિંગ જીતવામાં રોકાયો છે [ ઈ. સ. ૬૨૦–૨૧ ]. વગરવિલંબે હર્ષ સૈન્ય સાથે ચડ્યો. ત્રણે એ-વક્રા રાજાઓની તેણે પૂરેપૂરી ખબર લીધી. પૂર્વના અનુભવથી શીખામણ વળી ન હતી, તે આ વખતે વળી. સંપૂર્ણ શિક્ષા થયાથી અને પક્ષ તૂટી ગયાથી એ રાજ્યોએ ભવિષ્યમાં

---

પરાભવનો અર્થ નીકળે ક્યારે કે જ્યારે पतितનો અર્થ हत લઇયે ત્યારે. એનો અર્થ એવો લેવામાં એક વાંધો છે. હર્ષના હાથીઓના વધથી રણભૂમિ તો બીભત્સ એટલે કમકમાટી ઉપજાવનારી બને ખરી પણ તે પોતે શી રીતે બીભત્સ હોય ? આ મુશ્કેલીને લીધે હું अभिद्रुत, अवपातितના અર્થમાં पतित અને, त्रासप्रदના અર્થમાં बीभत्स શબ્દ લેઉં છું. હર્ષને ઈ. સ.૬૩૪–૩૫ સૂધીમાં એકવાર પણ પુલકેશીએ હરાવ્યો હોય, તો રવિકીર્તિ તેનાં બણગાં ફૂંક્યા વગર રહે નહિ.

ફ્રોગટ ફાળો મારવી મૂકી દીધી [ ઈ. સ. ૬૨૨ ][1]. અંતપાલની સરહદનો પાકો બંદોબસ્ત કરી ચક્રવર્તી રાજધાનીએ પાછો ફર્યો.

હર્ષની શીતળ છાયામાં આર્યાવર્તમાં અને તેની સરહદ બહાર પણ જ્યારે સુખશાંતિ ફેલાઈ રહી હતી, ત્યારે નેપાળમાં ભારે અવ્યવસ્થા મચી હતી. ત્યાંનો લિચ્છવિ જાતિનો સૂર્યવંશી રાજા શિવદેવ સ્વભાવે નરમ હતો. તેની નરમાશનો ગેરલાભ લેઈ એના સરદારો સ્વતંત્ર થઈ બેઠા હતા; અને રાજાની હકુમત નામની જ રહી હતી. આ અવ્યવસ્થા મટાડવા હર્ષ સેના લેઈ ચડ્યો. રાજા શિવદેવે તેનાં પગલાં વધાવી લીધાં. તેણે આર્યાવર્તના ચક્રવર્તીની તાબેદારી સ્વીકારી ને પર્વતરાજ્યમાં હર્ષસંવત ચાલુ કર્યો. ઉપરાંત રાજ્યતંત્રમાં મદદ કરવા કોઈ લાયક સરદારની તેની પાસે માગણી કરી. તે ઉપરથી

---

૧ **हर्षचरित**ના ત્રીજા ઉચ્છ્વાસના નીચલા વાક્યને આધારે આ લખ્યું છે: **अत्र बलजिता निश्चलीकृताश्चलन्तः कृत्तपक्षाः क्षितिभृतः**। અહીં **कृत्तपक्षाः** કલ્પિત પાઠ છે; મૂળમાં **कृतपक्षाः** છે.

વંશ્યંકુળનો અંશુવર્મા કરીને કૃપાપાત્ર પટાવત પોતાની પાસે હતો તેની શિવદેવને સુપરત કરી હર્ષ પાછો ફર્યો[1] [ ઈ. સ. ૬૩૩ ]. અનેક યુદ્ધમાં મળેલી તાલીમથી પાવરધા બનેલા વંશ્ય પટાવતે રગડીઝગડી લિચ્છવિ રાજાના શત્રુઓ નાબૂદ

---

૩ **હર્ષચરિત**ના ત્રીજા ઉચ્છ્વાસમાં નીચેનું વાક્ય આપેલું છે. તેને આધારે હર્ષે નેપાળ લીધાનું લખ્યું છે:—**अत्र परमेश्वरेण तुषारशैलभुवो दुर्गाया गृहीतः करः।** બીજી હકીકત Smith's Early History of India અને Indian Antiquaryમાંથી લીધી છે. નેપાળ જીત્યાની સાલ નીચેની ગણત્રીથી અટકળીને આપી છે. ઈ. સ. ૬૪૦ ના લેખમાં અંશુવર્માના નામને **महासामन्त** પદ લગાડ્યું છે. તે પહેલાં એ પદવી એને મળી હોવી જોઇયે. ઈ. સ. ૬૩૯ માં ભ્રકુટિસુંદરીનાં સ્રંગસનગંપો સાથે લગ્ન થાય છે, તે વખતે અંશુવર્મા એ માનવંત પદવી ધરાવતો હોવો જોઇયે. આથી કરીને ઈ. સ ૬૩૮ માં શિવદેવે એને **महासामन्त** પદવી આપી લેખિયે અને તે પહેલાં ત્રણેક વરસ ઉપર તેને **सामन्त** બનાવ્યો ગણિયે, તો ઈ. સ. ૬૩૩ ના અરસામાં નેપાળ ઉપર હર્ષે ચડાઈ કરી હોય.

કર્યાં અને રાજ્ય થાળે પાડ્યું. રાજાએ પ્રસન્ન થઈ તેને ગામગરાસ આપ્યો તથા સામંત અને મહાસામંતની પદવી પણ બક્ષી. અંશુવર્માને હર્ષની ઓથ તો હતી જ. તે ઉપરાંત કુમારી ભ્રકુટિ તિબેટના મહાપ્રતાપી રાજા સ્રંગસનગંપોને દીધાથી એની પણ તેને ઓથ થઈ. તે હવે સામંત મટી નેપાળનો રાજા થઈ પડ્યો. અંશુવર્માએ એવી તો જમાવટ કરી કે તેણે દાખલ કરેલું દોઅમલી રાજ્ય તેના પછી પણ બે પેઢી પ્હોંચ્યું.

હર્ષ નેપાળમાં હતો તે અરસામાં વલભીપુરના બીજા ધ્રુવભટ કિંવા ધ્રુવસેને લડાઈ જગાવી. તેને પુલકેશીની મદદની આશા હશે એમ જણાય છે[1]. પરંતુ ચાલુક્યરાજા આ વખતે કાંચીપુરીના નરસિંહવર્મા સાથે પ્રાણાંત વિગ્રહમાં જોડાયો હતો. એ વિગ્રહનો વરસ બે વરસમાં પાર આવે એમ ન હતું. આથી કરીને ધ્રુવભટે બાંધેલી આશા ફોગટ ગઈ. દરમ્યાન નેપાળથી પાછો ફરેલો હર્ષ વલભીપુર ઉપર ચડી આવ્યો.

---

૧ જુઓ Smith's Early History of India.

તેનાથી હાર ખાઈ વલભીશ્વર જળમાર્ગે ભૃગુકચ્છ નાઠો. લાટ દેશના અધિપતિ સામંત બીજા દદ્દ પ્રશાંતરાગે તેને સંઘર્યો, પણ તે ચક્રવર્તીને હવાલે કરવાને જ. મહાનુભાવ હર્ષે નવ-લોહિયા ધ્રુવભટને કેદમાં પૂરી લોહશૃંખલાએ નહિ પણ દીકરી દેઈ સ્નેહની સાંકળે બાંધી લીધો[1] [ ઈ. સ. ૬૩૩-૩૪ ].

હર્ષને માત્ર દક્ષિણાપથના રાજા નમાવવા બાકી હતા. એટલા જ અંશમાં એની મહાભારત પ્રતિજ્ઞા અધૂરી હતી. તે પૂર્ણ કરવા તરફ તેણે હવે લક્ષ લગાડ્યું. સામ્રાજ્યના મુખ્ય મથકોથી વિગ્રહના પ્રદેશ બહુ દૂર હતા, તેથી તેણે સરહદ પરના કોંગોડમંડળને ઉત્થાનનૂં મૂલાધિષ્ઠાન [ base of operations ] બનાવવાનો મનથી ઠરાવ કર્યો. એ દેશ શશાંકના મરણ પછી કર્ણસુવર્ણથી છૂટો પડી ગયો હતો. તેના ઉપર હર્ષ પંડે ચડી ગયો. થોડા સમયમાં આખો એ દેશ તેણે જીતી લીધો[2] [ ઈ. સ. ૬૪૨ ].

---

૧ જુઓ Smith's Early History of India, બીજા દદ્દ પ્રશાંતરાગનું દાનપત્ર, અને Watters' Yuan Chwang.
૨ જુઓ Watters' Yuan Chwang અને Smith's Early History of India. સાલ અહીં એક વરસ પછોતર આપી છે.

અહીંથી પ્રથમ કુંતલ ઉપર સવારી લેઈ જવાનો હર્ષે નિશ્ચય કર્યો. ત્યાંના રાજા બીજા પુલકેશી સત્યાશ્રય શ્રીવલ્લભ સાથે પાછળપાછળથી ભાગ્યદેવી રીસાઈ બેઠી હતી. કાંચીપુરીના નરસિંહવર્માના હાથે પરિયાલ મણિમંગલ શૂરમાર વગેરે યુદ્ધામાં તેણે હાર ખાધી હતી. છેલછેલ્લે શૂરા પલ્લવે ખુદ વાતાપીપુરી આવી લૂંટી હતી. એવા અવસરમાં હર્ષ પુલકેશી પર ચડી આવ્યો. અનમી ચાલુક્ય વીરે યુદ્ધમાં સામે મ્હોએ મરવૂં પસંદ કર્યૂં, પણ એ ન નમ્યો તે ન જ નમ્યો[1] [ઈ. સ. ૬૪૨].

પુલકેશી પડયા પછી નરસિંહવર્માના દૂતો મહાસાગરનાં મોતી અને લંકાનાં રત્નો સમેત અનેક અમૂલ્ય ભેટો લેઈ હર્ષના મેલાણમાં આવ્યા. ચક્રવર્તીએ શૂરા પલ્લવની મૈત્રી સ્વીકારી યોગ્ય સત્કારપૂર્વક દૂતોને વિદાય કર્યા [ઈ. સ.

---

૧ Smith's Early History of Indiaમાં, નરસિંહવર્મા પલ્લવે ઈ. સ. ૬૪૨ માં વાતાપી ઉપર ચડાઈ કરી ત્યારે પુલકેશી તેને હાથે માર્યો ગયો, એમ લખ્યૂં છે. સ્મિથની આ અટકળ મૌર્યનૂં સુભાષિત,જેની નીચે નોંધ લેવામાં આવશે,તે ખોટી પાડે છે.

૬૪૨ ]. કોઈ સમર્થ મોટા રાજા નમાવવો બાકી ન રહ્યાથી ચોલ વગેરેને વશ કરવાનું સેનાપતિને સોંપી હર્ષ પાછો વળ્યો [ ઈ. સ. ૬૪૩ ]. ચોલ રાજા સેનાપતિના સામે થયો ને માર્યો ગયો; તથા બીજા ખંડણી આપીને ઊગર્યા[1].

દક્ષિણાપથથી પાછા ફર્યા પછી હર્ષ ઝાઝાં વર્ષ જીવ્યો જણાતો નથી. ઈ. સ. ૬૪૮ માં એના યશસ્વી અને કલ્યાણકર જીવનનો અંત આવ્યો, એમ યવનચંગને આધારે ઐતિહાસિકો લખે છે. શતખંડ થયેલા ભરતખંડને જેના જાદુઈ દંડે એક અખંડ ચકચકિત આદર્શ બનાવ્યો હતો,

૧ દક્ષિણમાં હર્ષે મેળવેલી ફતેહની નહિ જેવી [ meagre ] નોંધ પૂર્વે આપેલા મયૂરના સુભાષિતમાં જળવાઈ રહી છે; જુઓ પૃ૪ ૩૯, ટીપ ૨. એમાં અંગના મર્દન ઉપરાંત કુંતલના ઉન્મૂલનનો, ચોલના વધનો અને કાંચીપતિના કરગ્રહણનો નિર્દેશ છે. કુંતલ પશ્ચિમ ઘાટની પૂર્વમાં ભીમા અને વેદવતીની વચ્ચે આવ્યો હતો; બિજાપુર, ધારવાડ, બેલેરી, ચીતલદુર્ગ, શીમોગા વગેરે જૂના કુંતલ દેશમાં આવી જાય છે. હાલ બાદામી નામે ઓળખાતી વાતાપીપુરી બિજાપુર પરગણામાં છે.

તે મહાસમર્થ જાદુગર ચાલ્યો ગયો; અને એકતાનો મહામંત્ર સાધનાર બીજો જાદુગર પેદા થતા સુધી એ આયનાના પાછા સહસ્ત્ર કડકા થઈ ગયા[1].

હર્ષને અભિષેકકાળનો માતંગદિવાકરનો આશીર્વાદ ફળ્યો નહિ. રાજલક્ષ્મી એની સ્નુષા થવા વારો આવ્યો નહિ; કેમકે એને પુત્ર કે દૌહિત્ર જાણવા પ્રમાણે હતો નહિ. આર્યાવર્તનો સૂર્ય આથમ્યો કે એકાએક સ્થાણ્વીશ્વર શહેર પૂર્વના અંધકારમાં ગરક થઈ ગયું. હર્ષે જોકે તેનું નામ ઇતિહાસના વજ્રપટ્ટ ઉપર તરવારની અણીએ કોતરી કલમની ચાંચથી નિત્યપ્રકાશી રસ ભરી અમર કર્યું છે, તથાપિ ત્યાંની પ્રજા કદાચ અત્યારે એ ચક્રવર્તિકવિને ઓળખતી પણ નહિ હોય.

---

૧ જુઓ નેપાળના અંશુવર્માનો અને મગધના આદિત્યસેનનો દાખલો. એ જ રીતે લાટ, માલવ, ગુર્જર, સિંધુદેશ, ટક્ક, કાશ્મીર, ચેદિ, પાંચાલ, મહારાષ્ટ્ર, ધનકટક વગેરે રાજ્યો છૂટાં પડી સ્વતંત્ર થયાં હતાં.

દિગ્વિજયી હર્ષે જેવો દેશ જીતી જાણ્યો હતો, તેવો સંગ્રહી પણ જાણ્યો હતો. તેની નીતિ મુલક ખાલસા કરવાની નહિ પણ દેશ વશ કરવાની હતી. ભૂમિ પડાવી લેઈ તે વૈરી ઊભા કરતો નહિ, પણ પાંખમાં લેઈ પારકાને પોતાના કરી લેતો. એની રૈયત એને જીગરથી વ્હાલી હતી[1]; એના આશ્રયી એની સાથે એકદીલી ધરાવતા હતા; એના માંડલિકો એના ઉપર મમતા અને આદરભાવ રાખતા હતા; અને એના મિત્રો એના પ્રત્યે માન અને પ્રેમની દૃષ્ટિએ જોતા હતા. અલબત, સામા થાય અને માર્યા જાય તેમનાં રાજ્ય તો મેળવી લીધા વિના સિદ્ધિ નહિ. બાકી જીતાયલા અને વશ થયેલા દેશને તેના માલીકના જ હાથમાં તે રહેવા દેતો[2]. મૈત્રી શોધતા મુગટધારી સાથે તે વિગ્રહ માંડતો નહિ;

---

૧ જુઓ हर्षचरित । उच्छ्वास २ । अस्य......अनुरागस्य लोकहृदयानि......न पर्याप्तो विषयः ।. ૨ જુઓ हर्षचरित। उच्छ्वास ३ । अत्र प्रजापतिना शेषभोगिमण्डलस्योपरि क्षमा कृता ।

અલકે વિશેષ પ્રીતિ અને સત્કારથી તેમને ત્રેવડતો હતો. મંડળનો ક્ષોભ થવા પામ્યો નહિ અને અંતઃકોપ ઊપજ્યો નહિ તે આ ઉદાર નીતિને લીધે.

હર્ષ ગાદીએ આવતા પહેલાં સારા ભાગ્યે વિદેશીઓનો ઉપદ્રવ નાબૂદ થયો હતો; કેમકે હૂણનાં ત્રણે રાજ્યો ઊંધાં વળ્યાં હતાં. આડખીલ માત્ર ગુર્જરો અને તેમના મળતિયાની હતી. હૂણલોહીએ તેમને જંપીને બેસવા દીધા નહિ. ફરીને ચડાઈ કરવાની ચક્રવર્તીને જરૂર પડી તે એકલા એમના ઉપર. વિદેશીઓનો ઉપદ્રવ શમ્યો હતો, ત્યારે જ હર્ષ રાજ્ય જમાવી શક્યો, અતિદૂરના દેશો ઉપર સવારી કરી શક્યો અને ચક્રવર્તિપદ મેળવી શક્યો.

બહારથી કોઈ શત્રુ એકાએક ચડી આવવા પામે નહિ, એટલા માટે હર્ષે લોકપાલની પદ્ધતિ દાખલ કરી હતી[1]. પ્રાગ્જ્યોતિષના ભાસ્કરવર્માને એણે પૂર્વ દિશાનો લોકપાલ

---

૧ જુઓ हर्षचरित । उच्छ्वास ३ । अत्र लोकनाथेन दिशां मुखेषु परिकल्पिता लोकपालाः ।

નીમ્યો હતો, તે અન્ય પ્રસંગે પહેલાં કહેવામાં આવ્યું છે. વલ્લભીપુરના ધ્રુવસેનને દક્ષિણનો લોકપાલ ઠરાવ્યો હતો, એવું આપણે યવનચંગના કહેવાથી જાણિયે છિયે[૧]. ઉત્તરનો લોકપાલ નેપાળનો અંશુવર્મા હશે, એમ એના સંબંધને લીધે ધરાય છે. પશ્ચિમની સરહદ ઉપર સમર્થ રાજ્ય કપિશનું હતું. ત્યાંના બુદ્ધિશાળી અને શૂરા ક્ષત્રિય રાજાને આસપાસનાં દશ કરતાં વધારે રાજ્યો કર ભરતાં હતા[૨]. ઈ. સ. ૬૦૫ માં રાજ્યવર્ધન તુષારગિરિ ઓળંગી બામિયન ઉપર સવારી લેઈ ગયો હતો, તેથી સમજાય છે કે કપિશ રાજ્ય સ્થાણ્વીશ્વરની સત્તા નીચે હતું. એ કપિશના ક્ષત્રિય રાજાને કદાચ ચક્રવર્તીએ પશ્ચિમનો લોકપાલ નીમ્યો હશે. કાલિદાસના સમયનો અંતપાલ જેમ સરહદનું એકાદ નાકું સાચવતો, તેમ હર્ષના સમયનો લોકપાલ એક દિશાની આખી સરહદનું રક્ષણ કરતો હતો.

---

૧ જુઓ Duff's Chronogy of India. એ પુસ્તકમાં 'the king of Southern India' એ શબ્દો વાપર્યા છે. ૨ જુઓ Watters' Yuan Chwang.

અધિરાજ્યના અંદરના બંદોબસ્તને માટે સત્તાધારી નીમવામાં આવતા, તેઓ નોકરીના પ્રમાણમાં ન્હાનો મોટો ગરાસ ભોગવતા. આ ગરાસદાર એક પ્રકારનું સ્થિરપણું ધરાવતા હતા. પેદાશનો છઠ્ઠો ભાગ ભોગ તરીકે લેવામાં આવતો. બીજા કરનો બોજો બહુ ઓછો હતો. વેઠનો ધારો હતો ખરો, પણ વગરપૈસે વેઠ કરાવતા નહિ. વેઠે કામ કરનારને યોગ્ય વળતર મળતૂં હતું[1].

ગુન્હાને માટે ગુન્હેગારને યોગ્ય સજા કરવામાં આવતી હતી. ભારે ગુન્હો કરનારનાં નાકકાન વગેરે કાયમની એંધાણી તરીકે કાપતા હતા, અથવા તો તેને હદપાર કરતા હતા. ગુન્હાની તપાસ દિવ્યથી પણ થતી હતી[2]. વાજબી દાબને લીધે એકંદરે જાનમાલની સલામતી સારી હતી. ઐતિહાસકો સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય અને હર્ષ આદિત્યશિલના વહીવટની સરખામણી કરે છે અને યવનચંગને નડેલા અકસ્માતથી

---

૧ જુઓ Smith's Early History of India. ૨ જુઓ Smith's Early istory of India.

હર્ષના બંદોબસ્તની કંઈક ખામી કાઢે છે. પરંતુ ફાહ્યિન અને તેના પછીના પ્રવાસીના પ્રવાસક્ષેત્રના વિસ્તારમાં જે ભારે તફાવત છે, તે એઓ લક્ષમાં લેવો ભૂલી જાય છે. યવન-ચંગની મુસાફરી બહુ લાંબી હતી. તે છતાં પણ એને બે જ અકસ્માત નડ્યા, તે કહી આપે છે કે મુલકમાં બંદોબસ્ત બહુ સારો હોવો જોઈએ. એકલદોકલ માણસને બધા એ જમાનામાં આવી અડચણ ઓછી આવજાવાળા માર્ગમાં નડે છે.

શાંતિ અને સમાધાની જાળવવાને હર્ષ એના વિશાળ સામ્રાજ્યમાં ફરતો જ રહેતો હતો. એની મુલકગીરીની સવારીમાં સંખ્યાબંધ રાજારાણાઓ હાજરી ભરતા હતા[1]. ચોમાસું ઊતરતાં તે ચક્રવર્તીને છાજે એવા ઠાઠથી ફરવા નીકળતો. લોકો પણ રાજાધિરાજની પધરામણીની આતુરતાથી વાટ જોતા અને તેને આવકાર આપવાની ભારે તૈયારીઓ કરતા. તેના બહોળા લશ્કરનો અને તેની સાથેના રાજારાણાના રસાલાનો સમાસ શહેરમાં થવો અશક્ય હતો,

---

૧ જુઓ Smith's Early History of India.

તેથી જ્યાં સૌનાં જુદાં જુદાં મેલાણ થઈ શકે એવી સોઈ-વાળી પડતર ભૂમિમાં વસ્તીથી છેટે પાણીની પાસે પડાવ નાંખતો. પ્રજાને અર્થે પ્રવાસે નીકળવાના આ તેના કાયમ ધોરણને લીધે માતંગદિવાકરે એક પ્રસંગે શરદ ઋતુના આરંભે નીચેનું સુભાષિત સંભળાવ્યું હશે.

यातें शमं रजसि जातजलाभिषेका
धौताम्बरा: स्फुरितपाण्डुपयोधरान्ता: ।
पत्युः प्रजार्थमधुना तव पुष्पवत्यो
वाच्छन्ति संगमामिमा: ककुभश्वतस्त्र: ॥[1]

ચક્રવર્તીએ મંડળ બહારના કોઈ રાજા સાથે પાડ્ગુણ્ય-સંબંધ [ diplomatic relations ] જોડ્યો હોય, તો તે માત્ર મહાચીનના શહાનશાહ સાથે જોડ્યાનું જાણવામાં છે. ઈ. સ. ૬૪૧ માં એણે એક કુશળ બ્રાહ્મણને યોગ્ય

1 જુઓ સુભાષિતાવલી.

રસાલા સાથે એલચી તરીકે એ દેશ મોકલ્યો. ભાળવેલૂં રાજ-કાર્ય દક્ષતાથી બજાવી તે ઈ. સ. ૬૪૩ માં પાછો વળ્યો, ત્યારે શહાનશાહે ચક્રવર્તીના દરબારમાં પોતાનો એલચી પાઠવ્યો. એ મહાચીન પાછો ફર્યા પછી ઈ. સ. ૬૪૬ માં શહાનશાહે બીજા એલચીની હર્ષના દરબારમાં જવાને નીમણૂક કરી. પણ તે હિંદુસ્તાન પ્હોચ્યો તે પહેલાં હર્ષ ગુજરી ગયો હતો અને એણે સ્થાપેલૂં મહારાજ્ય ગતકાળની કલાણીમાં ભળ્યૂં હતું[1].

હર્ષની રાજનીતિ ઉપરથી હવે એની ધર્મનીતિ તરફ વળિયે. દાનપત્રના અને **हर्षचरित**ના આધારે કહી શકાય છે કે મહારાજા હર્ષ પરમ માહેશ્વર હતો. તેમ છતાં કહેવૂં જોઇયે કે બીજા મહાન ધર્મ પ્રત્યે તે પૂજ્યપણાની દૃષ્ટિએ જોતો હતો. એ ઉદાર વૃત્તિ એના કૌટુંબિક સંબંધમાં જ સ્વાભાવિક રીતે કેળવાઈ ઉપચય પામી હતી. [2]વંશ્યકુળનો

---

૧ જુઓ Smith's Early History of India. ૨ Cunningham જેને Bais Rajputs કહે છે, તેને જ મેં વંશ્ય નામ આપ્યૂં છે. મારૂં એમ માનવૂં છે કે **बैस** શબ્દ વંશ્યનો

મૂળપુરુષ શિવભક્ત હતો[1]; હર્ષના નજીકના ત્રણ પૂર્વજો આદિત્ય ભક્ત હતા અને એનો મોટો ભાઈ બૌદ્ધ હતો[2]. એ કુટુંબમાં ધર્મની બાબતમાં જે છૂટ ચાલી આવતી હતી તેના પરિણામે હર્ષના વિચાર સાંકડા થવા પામ્યા નહિ. એ ધર્મિષ્ઠ થયો[3], પણ ધર્માંધ ન થયો.

---

અપભ્રંશ છે. એ શબ્દ કુલીનતાવાચક છે. સૂતારોની ચાર નાતો છે, તે પૈકી વૈંશ સૂતાર મેવાડા ગુજ્જર ને પંચાળનાથી ઊંચા ગણાય છે. એ ઉચ્ચતાનો ભાવ વંશ્યસંજ્ઞામાં રહ્યો છે, વૈશ્યમાં નહિ. સૂતારની ચારે નાતો વૈશ્ય તો છે જ. એમાંની એકને વૈશ્ય કહેવાનો કંઈ અર્થ નથી. તેમાંની ઉચ્ચ મનાતી નાત વંશ્ય કહેવાય એ સાર્થક છે. બંગાળનાં બ્રાહ્મણોમાં એક વિશિષ્ટ વર્ગ છે, તે પોતાને કુલીન બ્રાહ્મણ કહેવરાવે છે. આવી રીતે રજપૂતોમાં પૂર્વે વંશ્ય વર્ગ તેની ઉચ્ચતાને લીધે બંધાયો હશે. રજપૂતો ક્ષત્રિય ગણાવામાં માન માને, નહિ કે વૈશ્યમાં.

૧ જુઓ હર્ષચરિત. ૨ જુઓ હર્ષનાં દાનપત્રો. ૩ જુઓ हर्षचरित । उच्छ्वास २ । अस्य...धर्मोपकरणमायुः ।

સર્વસ્વ મહાદાનની એણે જે દીક્ષા લીધી હતી તેનો લાભ એ સ્વધર્મીઓને અને પરધર્મીઓને એકસરખી રીતે આપતો હતો[1]. એ ધર્મમેળો તે પાંચ પાંચ વર્ષે પ્રયાગના પુણ્યક્ષેત્રમાં ભરતો હતો. પહેલો સંભૂમેળો ઈ. સ. ૬૧૯માં અને છેલ્લો ઈ. સ. ૬૪૪ માં મળ્યો હતો[2]. છઠ્ઠો મેળો એના પહેલાના પાંચ સંભૂમેળાના ધોરણે જ મેળવ્યો ધારી શકાય. એ પાંચ મેળા પર્યંત હર્ષ વેદધર્માનુયાયી હતો. આથી, યવનચંગ છઠ્ઠા મેળામાં બૌદ્ધ ધર્મ તરફ હર્ષનો વિશેષ પક્ષપાત જે વર્ણવે છે, તે અત્યુક્તિ છે એમ કહેવું પડે છે. ઈ. સ. ૬૪૩ ના બૌદ્ધ મહોત્સવમાં કાન્યકુબ્જ પધારી હર્ષે ભાગ લીધો હતો અને તે નિમિત્તના વર-

---

૧ જૂઓ हर्षचरित । २ । जीवितावधिगृहीतसर्वस्वमहादान-दीक्षा० । અને अस्य त्यागस्यार्थिनः........न पर्याप्तो विषयः ।. જૂઓ વળી દાનપત્રો, लक्ष्म्यास्तडित्सलिलबुद्बुदचञ्चलाया दानं फलम्। ૨ જૂઓ Watter's Yuan Chwang અને Smith's Early History of India.

થોડામાં દરબારી બેઠકના ઓગણીશ રાજારાણાઓને સાજનિયા બનાવી કુમારને ચમર ઝલાવી પંડે ઇંદ્રની ભૂમિકા સ્વીકારી બુદ્ધ ભગવાન ઉપર શ્રીહસ્તે છત્ર ધરી સમારંભ શોભાવ્યો હતો[1], તે ઉપરથી યવનચંગે એ અત્યુક્તિ કદાચ કરી હોય. વળી એ પણ સુવિદિત છે કે હર્ષે કામરૂપથી યવનચંગને મુલાકાત સારૂં મુદ્દામ તેડાવ્યો હતો; અને રાજ્યશ્રીએ તથા પોતે તેનો ઉપદેશ ખાસ બેઠકોમાં સાંભળ્યો હતો. બાદ જ્યારે એણે સ્વદેશ જવાનો વિચાર જણાવ્યો, ત્યારે તેનો બહુ સારો સત્કાર કર્યો હતો અને જાલંધરના રાજા ઉદિતને ઠેઠ સરહદ સૂધી તેને મૂકવા મોકલ્યો હતો[1]. આ બધા સંજોગોમાં યવનચંગ હર્ષને બૌદ્ધ માની બેસે તે બનવા જોગ છે. જૈનધર્મીઓ પ્રત્યે સદ્ભાવ બતાવનાર

---

૧ જૂઓ Smith's Early History of India. ૨ જુઓ Epigraphia Indica II, 422, Chitorgadh fragmentary inscription; Bhavnagar Inscriptions p 172, pp 205–207. પહેલા લેખની પ્રશસ્તિ દિગંબર જયકીર્તિના શિષ્ય દિગંબર રામકીર્તિએ રચેલી છે. બીજા બે લેખ બે શ્રાવક ભાઈઓના છે.

[1]પરમ માહેશ્વર કુમારપાળ સોલંકીને જૈન બંધુઓ પરમ આર્હત માને છે, તેમ ચીનાઈ બૌદ્ધ અતિથિએ તેના યજમાનને પરમ સૌગત કહ્યો જણાય છે.

તત્વજિજ્ઞાસાથી હર્ષ સર્વ ધર્મના ઉપદેશકોને મળવાની તક લેતો હતો. કનોજના મહોત્સવમાં બૌદ્ધ ભિક્ષુઓને સાંભળવાને તે ત્હાંઈ ચાલીને આવ્યો હતો. ચીનાઈ પ્રવાસીની પવિત્ર કીર્તિ સાંભળી તેણે ઠેઠ કામરૂપથી તેને પાછળથી તેડાવી મગાવ્યો હતો. એ જ ઉદાર ધાર્મિક વાસનાથી મૂલસ્થાનના સૂર્યપૂજકોના મેળામાં પણ હર્ષે હાજરી આપી હતી. એ મેળામાં શકસ્થાનના અને પારસીકદેશના વિદ્વાન મગ પણ આવ્યા હતા. કનોજની પેઠે મૂલસ્થાનમાં પણ ઊભા કરેલા ભવ્ય મંડપમાં આગે દેખાવ દીધો હતો, જેને લીધે જાનની ભારે ખુવારી થઇ હતી[1].

ઐતિહાસકો હર્ષના વ્યાવહારિક અને ધાર્મિક જીવનની કંઈક હકીકત આપે છે; પરંતુ એના સાક્ષરજીવન વિશે તો

---

1 જુઓ Smith's Early History of India.

મૌન ધારણ કરે છે. એ બાબતમાં ઘણાં સૈકાં થયાં મત-ભેદ ચાલ્યો આવ્યો છે, તેને લીધે કદાચ તેઓ એ વાદ-ગ્રસ્ત વિષયથી દૂર રહેતા હશે. પરંતુ બાણભટ્ટ હર્ષની વિદ્વત્તાનાં છૂટે મ્હોડે વખાણ કરે છે[૧]; અને યવનચંગ તેનું સમર્થન કરે છે. વિશેષમાં બાણે તેને સારો કવિ પણ કહ્યો છે[૨]. दशरूप અને साहित्यदर्पणમાં એની रत्नावलीમાંથી પુષ્કળ ઊતારા આપ્યા છે. આ નાટિકા હર્ષની કૃતિ નથી એમ કેટલાએક કહે છે; પણ તેમનું કહેવું મિથ્યા છે. ઇસ્વી આઠમા શતકના ઉત્તરાર્ધમાં કાશ્મીરના મંત્રિકવિ દામોદર-ગુપ્તે कुट्टनीमत નામે કાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે, તેમાં ગાથા ૭૭૭ માં હર્ષનો અનંગહર્ષ એવા નામથી નિર્દેશ કર્યો છે.

---

૧ જુઓ हर्षचरित । उच्छ्वास २ । अस्य...पण्डितोपकरणं वैदग्ध्यम् ।, सर्वविद्यासंगीति [ કલ્પિત પાઠ, મૂળમાં संगीत ] गृहमिव सरस्वत्याः અને अस्य......प्रज्ञायाः शास्त्राणि.. ... कौशलस्य कला न पर्याप्ता विषयः ।

૨ જુઓ हर्षचरित । उच्छ्वास २ । काव्यकथास्वपीतममृत-मुद्वमन्तम् ।, अस्य......कवित्वस्य वाचः...न पर्याप्तो विषयः ।

એ નામ રત્નાવલીના પહેલા અંકના નીચે આપેલા શ્લોક ઉપરથી પડયું હોય એમ મારૂં ધારવું છેઃ—

अनङ्गोऽयमनङ्गत्वमद्य निन्दिष्यति ध्रुवम् ।
यदनेन न संप्राप्तः पाणिस्पर्शोत्सवस्तव ॥

અનંગદર્પ નામ દીપશિખાકાલિદાસ, આતપત્રભારવિ, ઘંટામાઘ વગેરે નામો યાદ દેવરાવે છે અને રત્નાવલી હર્ષે જ રચ્યાનૂં સાબીત કરે છે. પ્રિયદર્શના અને રત્નાવલીમાં બહુ જ ઊંધાડૂં મળતાપણું છે. વસ્તુ સરખાં, પ્રસંગો સરખા અને રચના પણ સરખી છે; ઉપરાંત બંનેમાં સામાન્ય શ્લોક પણ જોવામાં આવે છે. રચનાની કળા તો નાગાનન્દમાં પણ નોખી નથી. એમાં અને ઉપરની બે નાટિકામાં પણ કેટલાક શ્લોક સામાન્ય [common] છે. ત્રણેની પ્રસ્તાવના એક જ છે. ત્રણેનાં વસ્તુ બૃહત્કથામાંથી લીધાં છે. આ રીતે ત્રણેનો કર્તા ચક્રવર્તી હર્ષ પોતે જ છે, જેને લીધે મેં એને ચક્રવર્તિ-કવિ કહ્યો છે.

બાણભટ્ટ, દામોદરગુપ્ત, જયદેવ વગેરે હર્ષની પ્રશંસા કરે છે તે ઠીક છે; પણ તે, કહેવું જોઇએ, કે કાલિદાસની જોડે બેસે એવો તો નથી જ. એના પ્રયોગબંધમાં કાર્ય બહુ પાંખું છે. પાછળથી તેનો ઉપચય એ કરે છે ખરો, પણ આરંભમાં તો તે છેકાછેક આછું પડે છે[1]. प्रियदर्शनानो પહેલો જ અંક વાંચી કોણ કહેશે કે નાટિકાની નાયિકા આરણ્યકા છે? नागानन्दना પણ પહેલા બે અંક વાંચી શંખચૂડનો પ્રસંગ કલ્પવો જરા મુશ્કેલ છે. रत्नावलीમાં પણ

---

૧ प्रियदर्शिका નામે જે પ્રસિદ્ધ છે, તેનું અહીં प्रियदर्शना નામ આપ્યું છે નાટિકાના પાઠ્ય ભાગમાંના નવ પૈકી ત્રણ પ્રસંગોમાં જ प्रियदर्शिका નામનો પ્રયોગ છે; અને એ ત્રણે પ્રસંગ સંસ્કૃત ગદ્યના છે. બાકીના છ પ્રસંગમાં प्रियदर्शना નામનો પ્રયોગ કર્યો છે. ચાર પ્રાકૃત ગદ્યમાં, એક સંસ્કૃત ગદ્યમાં અને એક સંસ્કૃત પદ્યમાં प्रियदर्शना નામ વપરાયલું છે. વ્યુત્પત્તિ વિચારતાં પણ प्रियदर्शना નામ વધારે આદરણીય છે. અહીં કહેવું જોઇયે કે નાટ્ય સૂચિ प्रियदर्शिका નામની તરફેણમાં છે; પરંતુ સૂચિમાં પાછળથી બીજાને હાથે ફેરફાર અને વધઘટનો અવકાશ રહે છે; તેને લીધે લીધે તે ભાગ ઓછો વિશ્વાસપાત્ર છે.

નાયક વત્સરાજ બીજા અંકમાં જ નાયિકા સાગરિકાના સમાગમમાં આવે છે. આ ખામી હર્ષે જે વસ્તુરચનાની પદ્ધતિ સ્વીકારી છે, તેને લીધે ઉત્પન્ન થાય છે. એ પદ્ધતિ કથાની છે, પ્રયોગબંધની નથી. હર્ષે કથા બીજેથી લેઈને તેજ સ્વરૂપમાં તેને ખેલના આકારમાં ગોઠવી છે. વાર્તાના વિભાગ તે જ હર્ષના અંકો છે. સ્થૂળ દૃષ્ટિની આ વહેંચણી કળાવિધાનની ન્યૂનતા બતાવે છે. બાકી સંવિધાનની સાદાઈ, પ્રસંગોનું વૈચિત્ર્ય, વિનોદનું માર્મિકપણું અને કવિતાની મુક્તકતુલ્ય પ્રપૂર્ણતા [perfection] પ્રશંસાપાત્ર અને તે હર્ષને કવિઓમાં ઊંચું સ્થાન અપાવે છે.

નાટિકાઓ અને નાટક કયા ક્રમમાં રચાયાં હશે તે બાબતમાં મારો નિર્ણય મેં અન્યત્ર[1] આપ્યો છે. પ્રિયદર્શનામાં સાત, નાગાનન્દમાં અગિયાર અને રત્નાવલીમાં ચૌદ જાતનાં વૃત્ત મળી આવે છે. હર્ષની એ ત્રિપુટીમાં વસંતતિલકા, માલિની અને શિખરિણીનો વપરાટ ઉત્તરોત્તર વધતો જોવામાં

---

૧ જુઓ પરાક્રમની પ્રસાદીના આરંભમાં આપેલો 'મહાકવિ કાલિદાસ' એ મથાળાનો લેખ, પૃષ્ઠ ૩૪.

આવે છે. આ બે કસોટીને આધારે પ્રિયદર્શના પ્રથમ નાગાનન્દ પછી અને રત્નાવલી છેવટે રચાઈ એવો નિર્ણય મેં બે વરસ ઉપર બાંધ્યો હતો. તેને શિથિલાક્ષરની ગણત્રીથી પુષ્ટિ મળે છે. પ્રિયદર્શનામાં સવા સત્તર, નાગાનન્દમાં સત્તર અને રત્નાવલી-માં પોણાપંદર ટકા શિથિલાક્ષર છે. જ્યારે પ્રિયદર્શના રચાઈ, ત્યારે રત્નાવલીની યોજના ઘડાઈ ન હતી. કારણ કે છેલ્લી નાટિકામાં બૃહત્કથાની પદ્માવતીને સાગરિકા કિંવા રત્નાવલી એ નામથી ઓળખાવી છે, તેનો પ્રિયદર્શનામાં પદ્માવતીના નામે જ હજુ નિર્દેશ છે. પહેલી કૃતિ હોઈ પ્રિયદર્શના ના-ટિકા તે પછીનાં બે પ્રકરણનાથા કવિત્વમાં ઊતરતી છે; તથાપિ તેમાં હર્ષના જીવનપ્રભાતનો એકદેશ આલેખાયલો છે તેને લીધે તે ઉપયોગી છે. દૃઢવર્માની કલિંગરાજે કરેલી દુર્દશા, પ્રિયદર્શનાનું વિંધ્યાટવીમાં ખોવાવું, એણે વિષપાન કરવું, કલિંગરાજનો વધ વગેરે પ્રસંગો ગ્રહવર્માનું માલવરાજને હાથે દુર્મરણ, રાજ્ય-શ્રીનું વિંધ્યાટવીમાં ગૂમ થવું, એની અગ્નિપ્રવેશની તૈયારી, માલવરાજનો વધ વગેરે બનાવને લક્ષિત કરે છે. પરિવ્રા-જિકા સાંકૃત્યાયની પણ કંઈક અંશમાં ભદંત દિવાકરમિત્રની

સ્મૃતિ આપે છે. આવી રીતે રાજ્યશ્રીનો દુઃખદ વૃત્તાંત પટંતરે પ્રિયદર્શીકામાં ગૂંથાયલો હોવાથી એ નાટિકા હૃદયના ઘા રૂઝાયા પછી પણ વાત વીસારે પડ્યા પહેલાં લખાઈ હશે. આ ગાળો બારેક વરસનો લેઇયે તો એ નાટિકાનો જનમ ઈ. સ. ૬૧૮ માં થયો ઠરે છે. પદ્યબંધની ત્રિવિધ કસોટી ધ્યાનમાં લેતાં नागानन्द તે પછી થોડા જ સમયમાં લખાયૂં લાગે છે. સબબ તેની રચ્યા સાલ ઈ. સ. ૬૨૩ લેઊં છું. એ જ કસોટી પ્રમાણે रत्नावली વચ્ચે અંતર લાંબૂ લેવૂં પડે છે. કદાચ એ નાટિકા કોસલ વગેરે દક્ષિણનાં રાજ્યો ઉપર વિજય મેળવ્યા પછી ઈ. સ. ૬૪૫ માં રચી હશે.

જાતે વિદ્વાન અને કવિ, એટલે સહેજે હર્ષના દરબારમાં વિદ્વાનો અને કવિઓનો સારો સત્કાર થતો[1]. એની રાજ-સભાના પ્રસિદ્ધ કવિઓ ત્રણ[2]; માતંગદિવાકર, બાણ અને

---

૧ જુઓ हर्षचरित । उच्छ्वास २। सर्वविद्यासंगीतगृहमिव सरस्वत्याः । અને बीजमिव त्रिभुवनसर्गस्य। ૨ ત્રણેને રાજશેખર સ્મરે છે અને તેમની પ્રશંસા કરે છે.

મયૂર. પહેલો દાક્ષિણાત્ય હતો. મહાવરાહની સ્તુતિના શ્લોક[1] ઉપરથી જણાય છે કે તે વેદધર્માનુયાયી હતો. એનો કોઈ સ્વતંત્ર ગ્રંથ જાણવામાં નથી. એનાં થોડાંક સુભાષિત ઊતરી આવ્યાં છે, તે ઉપરથી એ સ્વભાવે વિનોદી હશે એમ કહી શકાય છે. છેલ્લો કવિ મયૂર એના સૂર્યશતકથી પ્રસિદ્ધ છે. એને અને બાણને હર્ષના દરબારમાં જે અનેક અદ્‌ભુત વાગયુદ્ધ થયેલાં, તેની ખ્યાતિ છેક અગિયારમા શતક પર્યંત રહી હતી[2]. એમનાં કેટલાંક સુભાષિત જૂના સંગ્રહોમાં વાંચિયે છિયે, તે જાણે એ સંઘર્ષની સાક્ષી પૂરતાં હોય એવાં જણાય છે. સૌમાં બાણભટ્ટ ઉપર રાજાની પ્રીતિ અધિક હતી. એણે અનર્ગળ સંપત્તિ બાણને આપી હતી એમ અનેક જણ લખે છે[3]. કાવ્ય ધનની પ્રાપ્તિ કરાવે

---

૧ જુઓ સુભાષિતાવલી. ૨ જુઓ પદ્મગુપ્તકૃત नवसाहसाङ्कचरितના બીજા સર્ગનો નીચેનો શ્લોકઃ-स चित्रवर्णविच्छित्तिहारिणोरवनीपतिः । श्रीहर्ष इव संघर्षं चक्रे बाणमयूरयोः ॥ ૩ જૂઓ નીચેના ઊતારાઃ—हेम्नो भारशतानि वा मदमुचां

છે અને અનિષ્ટનું નિવારણ કરે છે, એ વિષયમાં બાણ અને મયૂરના જ દૃષ્ટાંત આપવામાં આવે છે[1]. બાણુની સાહિત્યસેવા મયૂર અને માતંગદિવાકરથી બહુ ચડિયાતી છે. **चण्डीशतक**, **हर्षचरित** અને **कादम्बरी** એ ત્રણ પુસ્તકોનો એ કર્તા મનાય છે. છેલ્લો ગ્રંથ અધૂરો મૂકી એ મરી ગયો હતો. તે પાછળથી એના પુત્ર પુલિને પૂરો કર્યો. બાણુની પ્રબંધમાં ખ્યાતિ **चण्डीशतक**થી અને કાવ્યસાહિત્યમાં **कादम्बरी**થી થયેલી છે; પરંતુ ઇતિહાસસાહિત્યમાં તો એની પ્રસિદ્ધિ **हर्षचरित**થી છે. અસંતોષની વાત એટલી જ છે કે એણે મહારાજા હર્ષનું પૂરૂં ચરિત ન લખતાં માત્ર તેનો એકદેશ લખ્યો.

બાણુનું **हर्षचरित** એ ચક્રવર્તીના કુટુંબ સંબંધી, એના દિગ્વિજય સંબંધી, એની રાજ્યવ્યવસ્થા સંબંધી, એની

---

**वृन्दानि वा दन्तिनां श्रीहर्षेण समर्पितानि कवये बाणाय ।**
અને **श्रीहर्षो विततार गद्यकवये बाणाय वाणीफलम् ।**

1 જુઓ **काव्यप्रकाश । १ । २ । वृत्तिः–श्रीहर्षादेर्बाणादीनामिव धनम्......आदित्यादेर्मयूरादीनामिवानर्थनिवारणम् ।**

રસિકતા સંબંધી અને એના ધર્મવિચાર સંબંધી બહુ કીમતી માહીતી પૂરી પાડે છે, જેનો ઉપયોગ પૂર્વે છૂટથી કરવામાં આવ્યો છે. એ ઉપરાંત બીજી કેટલીક જાણવા જોગ હકીકત પણ એમાંથી તારવી કઢાય એમ છે. કવિના લખવા પ્રમાણે હર્ષ શરીરે કદાવર હતો[1]. બ્રહ્મચર્યના સેવનથી તેનો બાંધો બહુ મજબૂત બન્યો હતો. શસ્ત્રના અભ્યાસથી તેનાં અંગો પૂરેપૂરો વિકાસ પામ્યાં હતાં અને કઠણ બન્યાં હતાં. તે બહુ જ કુટુંબવત્સલ હતો. એના આર્દ્ર હૃદયમાં વૈરનો અગ્નિ ભભુકાવ્યો તે કુટુંબસ્નેહે; અને તે ભારી રખાવ્યો તે પણ કુટુંબસ્નેહે. તે શત્રુને પોતાના અને પોતાનાને મિત્ર કરી જાણતો હતો. મનથી કર્મથી અને વાણીથી પ્રાણિમાત્રનું હિત કરવું, એ જ મોટું પુણ્ય તે ગણતો હતો[2].

---

૧ જુઓ હર્ષચરિતની નીચેની ગાથા:—सकलमहीभृत्कम्पकृदुत्पन्नत एक एव नृपवंशे। विपुलेऽपि पृथुप्रतिमो दन्त इव गणाधिपस्य मुखे॥. ૨ જુઓ હર્ષનાં દાનપત્રોમાંનો નીચેનો શ્લોક: मनसा कर्मणा वाचा कर्तव्यं प्राणिनां हितम्। हर्षेणैतत् समाख्यातं धर्मार्जनमनुत्तमम्॥ અને हर्षचरित। उच्छ्वास २। एकागारमिव करुणायाः।

ચક્રવર્તીનું શીલશરીર તેના સ્થૂલશરીર જેટલું જ ભવ્ય અને તેના યશઃશરીર જેટલું જ તેજસ્વી હતું. બાણના શબ્દમાં કહું છું કે પારકી સ્ત્રીઓ હર્ષને ષંઢ નામ આપતી હતી[1]. એની નિષ્કલંક રહેણીનાં વિશેષ શાં વખાણ કરવાં? ગૃહસ્થાશ્રમના બ્રહ્મચર્યથી વિભૂષિત હોઈ એનું જીવન જેવું પવિત્ર બન્યું હતું, તેવું જ સુરાપાનના મહાપાતકથી મુક્ત હોઈ વિશુદ્ધ પણ હતું. એ દારૂને અડકતો પણ નહિ[2].

જ્ઞાતાઓ હર્ષને બીજો અકબર કહે છે. તેઓ નજીકના મહાન પાદશાહ વિશે જેટલા વાકેફ છે તેટલા જ છેટેના મહાન ચક્રવર્તી વિશે પણ વાકેફ થશે, ત્યારે ભરતખંડના ઇતિહાસનું એક ગૌરવવાળું પ્રકરણ ફરી લખાશે; અને હર્ષ તે હર્ષ ને અકબર તે અકબર, અથવા તો અકબર બીજો હર્ષ કહેવાશે[3].

---

૧ જુઓ **हर्षचरित । उच्छ्वास २ । षण्ढ इति परकलत्रैः गृह्यमाणम्।**. ૨ જુઓ **हर्षचरित। उच्छ्वास २। संभाषणेषु परित्यक्तमपि मधु वर्षन्तम्।** અને **हर्षचरित। उच्छ्वास ४। साधुष्वनासेवितप्रसभौ मुखेन मधु क्षरन्तौ।** વગેરે. ૩ ઉપરની નોંધમાં મોટે ભાગે મારી પોતાની જ જવાબદારી છે.

# પ્રિયદર્શના.

## પાત્ર.

| | |
|---|---|
| રાજા વત્સરાજ ઉદયન... | વત્સ દેશનો રાજા. |
| વિદૂષક વસંતક ... ... | વત્સરાજનો મિત્ર. |
| રુમણ્વાન... ... ... | વત્સરાજનો અમાત્ય. |
| વિજયસેન... ... ... | વત્સરાજનો સેનાપતિ. |
| કંચુકી વિનયવસુ... ... | અંગદેશના રાજા દૃઢવર્માનો કંચુકી. |
| વાસવદત્તા... ... ... | વત્સરાજની પટરાણી, ઉજ્જયિનીના રાજા પ્રદ્યોત મહાસેનની કુંવરી. |
| પ્રિયદર્શના. ... ... | અંગરાજ દૃઢવર્માની કુંવરી; તે વાસવદત્તાની મસિયાઈ બહેન થાય. વિંધ્યકેતુની પુત્રી આરણ્યકાના નામથી વાસવદત્તાની હજૂરમાં તે રહેતી હતી; અને |

અંતર્નાટકમાં તેણે વાસવદત્તાનો વેષ લીધો હતો.

સાંકૃત્યાયની. ... ... પ્રિયદર્શનાની માના પક્ષની પરિવ્રાજિકા. અંગરાજની આપત્તિમાં તે વાસવદત્તાને આશ્રયે આવીને રહી હતી.

મનોરમા. ... ... ... વત્સરાજના રણવાસની દાસી. આરણ્યકાના નામથી ઓળખાતી પ્રિયદર્શના સાથે તેને બહેનપણાં થયાં હતાં.

કાંચનમાલા...... ... વાસવદત્તાની દાસી. તે એના પિયરથી એની સાથે આવી હતી.

ઇંદીવરિકા... ... ... વાસવદત્તાની બીજી દાસી.

ઉપરાંત પ્રતીહારી,: વૈતાલિક વગેરે.



## बन्धुमतीकथा[1] ।

किं च बन्धुमतीं नाम राजपुत्रीं भुजार्जिताम् ।
गोपालकेन प्रहितां कन्यां देव्या उपायनम् ॥ ६७ ॥
तस्या मञ्जुलिकेत्येवं नाम्नान्येनैव गोपिताम् ।
अपरामिव लावण्यजलधेरुद्गतां श्रियम् ॥ ६८ ॥
वसन्तकसहायः सन् दृष्ट्वोद्यानलतागृहे ।
गान्धर्वविधिना गुप्तमुपयेमे स भूपतिः ॥ ६९ ॥
तच्च वासवदत्तास्य ददर्श निभृतस्थिता ।
प्रकोपं च बद्ध्वा च सा निनाय वसन्तकम् ॥ ७० ॥
ततः प्रव्रजितां तस्याः सखीं पितृकुलागताम् ।
सांकृत्यायनीं नाम शरणं शिश्रिये नृपः ॥ ७१ ॥
सा तां प्रसाद्य महिषीं तया सैव कृताज्ञया ।
ददौ बन्धुमतीं राज्ञे पेशलं हि सती मनः ॥ ७२ ॥

क. स. सा. । २।६ ।

---

१ प्रियदर्शिका આ કથાના વસ્તુના આધારે રચાઈ છે. ક્ષેમેન્દ્રે એ કથા बृ. क. मं. માં આપી નથી.

# શુદ્ધિપત્ર.

[ચક્રવર્તિકવિ હર્ષ.]

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ પાઠ. |
|---|---|---|
| ૧૧ | ૧૭ | ભાનુગુપ્તને |
| ૧૩ | ૭ | જણાય છે. |
| | ૧૧ | અન્વાદેશથા |
| ૧૬ | ૧૩ | હૂણો |
| ૨૨ | ૧૪ | યથાન્તર્ગતા |
| ૨૪ | ૧૨ | એક ભાગ |
| ૨૮ | ૧૨ | તુષારગિરની. |
| ૩૧ | ૧૧ | શશાંકને |
| ૩૨ | ૬ | અજાણી |
| ૩૬ | ૭ | મળવાની |
| ૩૭ | ૧૬ | શાખાનો |
| ૪૬ | ૯ | નાગકુલ. |

[ પ્રિયદર્શના.]

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ પાઠ. |
|---|---|---|
| ૨ | ૫ | અપૂર્વં |
| ૨૨ | ૨ | પુષ્પકોષે |
| ૩૫ | ૧૬ | દદ્રુ |
| ૪૩ | ૪ | ભગવાન કરે |
| ૫૯ | ૧૦ | संवत् |
| ૬૯ | ૫ | ફેરવી |
| ૭૨ | ૧૦ | ચાલ્યાં |
| ૧૦૨ | ૫ | સોઢલસુત |
| ૧૦૩ | ૧૪ | ० चंद्र तपश्च |
| ૧૨૦ | ૨–૩ | એ આશયને |
| ૧૨૪ | ૧૩ | seems |
| ૧૨૫ | ૭ | remoteness. |

पायंपायं पयः पयपेयं पयीतं पुनः ।
कृतेऽपां मधुरं पूरं दूरं मान्यो घनः स नः ॥

# પ્રિયદર્શના.

## પ્રસ્તાવના.

[ શાર્દૂલવિક્રીડિત. ]

ધુણીએ અકળાઈ, [1]શીતકરની શાળી [2]પ્રભાએ હરી,
માંડી મીટ અધીરી, નામી મુખડૂં બ્રહ્માની શર્મે ભરી,
ગંગાની છબી પાયના નખ વિશે નિહાળી ઈર્ષ્યા ધરી,
રોમો પાંગરતી [3]કરગ્રહ લહી રૂડું કરો [4]શંકરી. ૧

વળી

[ સ્રગ્ધરા. ]

ડોલ્યે કૈલાસ તોળ્યે ગણ ચકિત બની ચિત્તમાં ચિંતવંતાં,
નેત્રે જ્વાળા ઝરંતાં [5]વિષધર, [6]શરભૂ માની સોડે ગરંતાં,

---

૧ શીતળ કિરણવાળો ચંદ્ર. મહાદેવજી મસ્તકે ચંદ્ર ધારણ કરે છે. ૨ તેજ. ૩ હાથેવાળામાં હાથનો સ્પર્શ. ૪ કલ્યાણ કરનારાં પાર્વતી. ૫ નાગ. ૬ સરકટના વનમાં જેમનો જન્મ થયો હતો તે કુમાર કાર્તિકેય.

ગૌરી બાઝી પડંતાં, દઈ [1]દશશિરને ચાંપી પાતાળ પાયે
તૂઠંતા [2]સાંઈ સાહી શુભ *સઉનું કરો રુદ્ર ભોળા સદા એ. ૨

[ **સૂત્રધાર** નાંદીને અંતે ] આજે †ઈંદ્રોત્સવમાં મહારાજા શ્રીહર્ષદેવના દરબારમાં બિરાજતા દેશદેશના રાજાઓએ મને આદરથી બોલાવીને કહ્યું છે કે સ્વામી શ્રીહર્ષદેવે [3]અપૂર્વ વસ્તુરચનાથી શોભતી ‡**પ્રિયદર્શના** નામે નાટિકા કરી છે, તે અમે કર્ણોપકર્ણી સાંભળી છે પણ ભજવાયલી જોઈ નથી. એમની કૃતિ સર્વનાં મન હરણ કરે છે. માટે ખુદ મહારાજશ્રીના માનથી અને અમારા ઉપરના સદ્ભાવથી એ નાટિકા તમે અમને સંપૂર્ણપણે ભજવી બતાવશો. એમની ઇચ્છાને તાબે થઈ હું એ નાટિકાનો પ્રયોગ આરંભું. [4]પ્રેક્ષકોનાં મન તો રંજિત થઈ ચૂક્યાં જ સમજું છું. શાથી જે

---

* મૂળ **नः**, કલ્પિત પાઠ **वः**. † મૂળ **वसन्तोत्सवे**, કલ્પિત પાઠ **इन्द्रोत्सवे**. ‡ મૂળ **प्रियदर्शिका**, કલ્પિત પાઠ **प्रियदर्शना**.

---

૧ રાવણ. ૨ આલિંગન. ૩ નવીન. ૪ જોનાર, તમાશગીર.

[ શાર્દૂલવિક્રીડિત. ]

છે શ્રીહર્ષ નરેશ બેશ કવિ; ને [1]દ્રષ્ટા ગુણગ્રાહી છે.
વાર્તા છે વર વત્સરાજની. અમે નાટચે કરંદા છિયે.
વસ્તુ [2]વાંછિતસિદ્ધિ સારૂં બસ છે આમાંની અકેકી એ.
ત્યાં સંજોગ જ સર્વનો મુજ મહાભાગ્યે મળ્યો આજ છે. ૩

[ પડદા સામું જોઈ ] અહો, હું પ્રયોગની પ્રસ્તાવના કરૂં છું ને મારો ભાઈ તો કરેલા સંકેત પ્રમાણે અંગદેશના રાજા દૃઢવર્માના કંચુકીના વેષમાં આવે છે! ઠીક ત્યારે, હું પણ જાઉં ને [3]બીજા પાત્રના વેષની તૈયારી કરૂં. [ જાય છે. ]



૧ જોનાર. ૨ ઇચ્છેલા અર્થની પ્રાપ્તિ; મનોરથ સિદ્ધ થવા તે. ૩ અર્થાત્ રાજા વત્સરાજના વેષની.

# પ્રિયદર્શના.



## અંક ૧.

### વિષ્કંભક.

કંચુકી વિનયવસુ પ્રવેશ કરે છે. સ્થળ [૧] વિંધ્યાટવીની સરહદ.

[ **કંચુકી** થાકથી લોથ થઈ શોકાતુર ચ્હેરે નીસાસો મૂકતો ]

અફસોસ !

[ આખ્યાનકી. ]

ભાળ્યા ભૂંડા હાલ નરેશના ને
ગુમાવી મેં રાજકુમારી રાને;
સ્વભૂમિથી [૨] ભ્રષ્ટ હવો હું; વાજે
આવ્યો અવાટે અથડાઈ આજે; ૧

---

૧ વિંધ્યાચળના આસપાસનું વિશાળ જંગલ. ૨ છૂટો-વિખૂટો પડેલો.

હજી હજી તોય ન અંત આવે
આયુષ્યના તંતુતણો ક્યમે જે,
તે કાળના કાળ વૃથા જીવ્યાનૂં
રહ્યું અકારૂં ફળ ચાખવાનૂં! ૨

[ ચકિતપણાથી ] અહા, રઘુ દિલીપ અને નળ જેવા મહારાજા દઢવર્માની ખુવારી થવી અને તે પણ કલિંગરાજને હાથે, તે હજુ પણ મારૂં મન કબૂલ કરતૂં નથી; જોકે તે ખુવારીમાં કશું એ બાકી રહ્યું નથી. એમની પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિને આજ સૂધી કોઈએ શેહ સરખી આપી ન હતી. પણ આ તો એકાએક ઓચિંતો દુષ્ટ ચડી આવ્યો. એણે રાજકન્યાનું માગૂં કર્યૂં હતૂં તેનૂં વેવીશાળ વત્સરાજ સાથે મેળવ્યૂં, એને લીધે એ મનમાં બળી રહ્યો હતો; એટલે કરીને, વત્સરાજ કેદ પડ્યા હતા ને વ્હારે ચડી આવે એમ ન હતું, એ છિદ્રનો એણે લાભ લીધો. દૈવ પણ આટલી બધી ક્રૂરતા કેમ રાખતૂં હશે? હૂં ત્યારે ‘આને વત્સરાજને સ્વાધીન કરી સ્વામીને [1]ઋણથી મુક્ત કરૂં’ એવા

---

૧ દેવૂં, બંધણી.

વિચારથી એ અણચિંતી ચડાઈના પ્રલયકાળ જેવા કદા ધમસાણમાંથી રાજકન્યાને લેઈ મહા મુશ્કેલીએ નીકળી આવ્યો અને મહારાજ સાથે મિત્રાચારી ધરાવતા * વનભૂમિના રાજા વિંધ્યકેતુના દરબારમાં વીસામો ખાવા રાજકન્યાને રાખી થોડેક દૂર આવેલા અગસ્ત્યતીર્થમાં આજે સ્નાન કરવા ગયો. ત્યાં તો, રાક્ષસો આવી વસ્તીમાં વેરાન કરી મૂકે, તેમ કોઈએ એકાએક ચડી આવી વિંધ્યકેતુને યુદ્ધમાં મારી નાંખી ગામને લાય લગાડી ખેદાનમેદાન કરી મૂક્યું. આવીને જોઊં છું, તો રાજકન્યા મળે નહિ. સઉ સ્થળે બારીકીથી તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. ન જાણું, એનું શું થયું? એ તે આગમાં બળી મુઈ, કે જેની જીત થઈ તેના હાથમાં ગઈ? હું જ ઓછા ભાગ્યનો! મારા દોષ એને પૂગ્યા! હવે હું શું કરૂં? [ વિચાર કરતો ] શું કૌશાંબી જાઊં? સાંભળ્યું છે, કે બંધન તોડી રાજકન્યા વાસવદત્તાનું હરણ કરી વત્સરાજ રાજધાની- માં પાછા આવી ચૂક્યા છે. [ નીસાસો મૂકી ] પણ રાજ- કન્યા પ્રિયદર્શના વિના શું મ્હો લેઈને હું ત્યાં જાઊં? ને જઈને કહું પણ શું? હવે તો સ્વામીની હઝૂરમાં જ જાઊં. મિત્ર વિંધ્યકેતુ † કહેતા હતા કે ‘ કંચુકીજી! શોચ માં કરો

* મૂળમાં एव વધારે છે. † મૂળમાં चाच વધારે છે.

ને હરબડી ન જાઓ. આપણા મહારાજા દઢવર્મા જીવે છે. પણ તે કારાગૃહમાં છે; ને એમનૂં શરીર ઘાથી વીંધાઈ ચાળણી જેવૂં થઈ ગયૂં છે.' ભલે, બાકીનૂં આયુષ એમના ચરણની સેવામાં ગાળી કૃતાર્થ તો થઇશ. જ્યાં સ્વામી ત્યાં સેવક. [ચાલતાં ચાલતાં ઊંચૂં જોઈ] તોબા! આ શરદ ઋતુનો વાદળિયો તડકો કંઈ કઠે છે–કંઈ કઠે છે! અનેક તાપથી તવાઈ રીઢા બનેલા શરીરને પણ તે વસમો લાગે છે. ખરે જ

[ગાથા.]

[1]ઘનબંધનથી છૂટી [2]કન્યા ગ્રહીને [3]તુલા [4]અવલ લહીને
અવ વત્સરાજ વત નિજ [5]ધામે પૂરો તપે [6]તપને. ૩

---

૧ (અ) વાદળાંનો ઘેરાવો; (આ) સખત કેદ. ૨ (અ) કન્યા રાશિ; (આ) પ્રદ્યોત મહાસેનની કૂંવરી વાસવદત્તા. ૩ (અ) તુલા રાશિ; (આ) સરસાઈ. ૪ (અ) પહેલાં; (આ) ઉત્તમ. ૫ (અ) તેજ; (આ) ઘર. ૬ સૂર્ય. ઉત્તર હિંદુસ્તાનની ભર શરદ ઋતુના કરડા વાદળિયા તાપનૂં અહીં વર્ણન છે. 'ચોમાસાનાં જાડાં વાદળાં જતાં રહ્યાં છે; કન્યા રાશિ પ્રથમ ભોગવી ફરી હાલ તુલા રાશિમાં આવેલો સૂર્ય પોતાનો તાપ પૂરેપૂરો દાખવે છે.' વિષ્કંભક અને

[ જાય છે. ]

*—*

રાજા વત્સરાજ વિદૂષક વસંતક સાથે પ્રવેશ કરે છે.

સ્થળ અંતઃપુર.

[ **રાજા** ] અહા, એ કેદની વાત તો ન્યારી જ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

બાળી ભક્તની ભક્તિ; ઉજ્જવળ કળી મંત્રીતણી નીતિ એ;
નાણી મિત્રની મિત્રતા; [1]પ્રકૃતિની જાણી પૂરી પ્રીતિ એ;
માણી [2]સાહસવૃત્તિ; રત્ન શી વરી આણી વળી રાણી એ;
બેડી કે કહું પુણ્યનાં સુફળની વાડી જ વેડાણી એ? ૪

---

અંકનો સંબંધ જોડી દેવા કવિ શરદના સૂર્યને વત્સરાજની ઉપમા આપે છે તે પણ પ્રદ્યોત મહાસેનના સખત બંધનમાંથી છૂટી તેની કન્યા વાસવદત્તાનું હરણ કરી અવલ સરસાઈ મેળવી કૌશાંબીમાં પોતાને અવાસે આવ્યો છે; ને તેનો પ્રતાપ પૂરેપૂરો તપી રહ્યો છે. આ ઉપમા દ્વારા પૂર્વ વૃત્તાંત સંક્ષેપમાં કહી જઈ કવિએ સમાસ નામે પ્રૌઢિમાં પોતાની કુશળતા બતાવી છે.

૧ રૈયત. ૨ જીવસટ્ટાનાં પરાક્રમની ખાંત.

[ વિદૂ૦ મ્હો બગાડી ] મિત્ર! તમે એ ભૂંડી કેદને તે શું વખાણતા હશો? * એ નીઠતાં શું નીઠી, પણ કેવા કેવા કષ્ટે? નવા પકડાયલા હાથીની પેઠે ખણંગ ખણંગ થતી સાંકળો સાથે તમે પગ પછાડતા, આવેશે નેત્ર ઊંચાં ચઢાવી પ્રચંડ [૧]કર ભોંય સાથે અફાળતા, સોસ અને સૂનકારથી દીસી આવતા ભીતર સંતાપે લોથ લોથ કરતા, અને અણ-મીંચી આંખે જ રાત †ગાળતા.

[ રાજા ] વસંતક! આ તો તારી ભૂંડાશ જ કહેવાય.

[ શાર્દૂલવિક્રીડિત. ]

[૩]પેખે કોટડી કાળી, ગૌર મુખડૂં વ્હાલીતણૂં ના જુએ;
બેડીનો કટુ શબ્દ કેવળ સુણે, મીઠી ન બોલી લહે;

* મૂળમાં तं दाणिं विसुमरेहि । વધારે છે. † મૂળ रअणीसु त्ति अणिद्दासुहं अणुभावेसि, કલ્પિત પાઠ रअणीसु अणिद्दासुहं पाविदोसि ।

૧ (અ) હાથ; (આ) સૂંઢ. ૨ અહીં પાછલી વાતચીતનૂં અનુસંધાન સમજવાનૂં છે.

ભૂંડા રક્ષક ચિંતવે જ, પણ ના રૂડા કટાક્ષો સ્મરે;
દાખે બંધનના તૂં દોષ, ગુણ તો તેના ન આણે ઉરે! ૫

[ **વિદૂ૦** નાક ફૂલાવીને ] કેદનો કેર તે સુખની લ્હેર હોય, તો દઢવર્માને કેદ કર્યા બાબત કલિંગરાજ ઉપર કોપ કરવો શા માટે?

[ **રાજા** હાસ્ય સાથે ] મૂરખ! ન હોય બધા એ વત્સરાજ, જે બંધન તોડીને નીકળી જાય ને વાસવદત્તાને લેઈ ચાલતા થાય. એ વાત તો ઠીક; પણ વિજયસેન કેમ ન આવ્યા? વિંધ્યકેતુ ઉપર વિજય કરવાને મોકલેલી સવારીને બહુ દિવસ થયા. છતાં એમના તરફના કંઈ સમાચાર પણ છે નહિ. અમાત્ય રુમણ્વાનને બોલાવીને પૂછિયે. કોઈને કહે જોઈ, એમને તેડી લાવે.

પ્રતીહારી યશોધરા પ્રવેશ કરે છે.

[ **પ્રતી૦** ] મહારાજનો જય થાઓ! સેનાપતિ વિજયસેન અને અમાત્ય રુમણ્વાન * દેવડીએ ઊભા છે.

---

* મૂળ **रुमण्णो त्ति**, કલ્પિત પાઠ **रुमण्णो अ.**

રાજા ] [1]સત્વર આવવા દો એમને.

[ પ્રતી૦ ] જેવી મહારાજની આજ્ઞા. [ જાય છે. ]

રુમણ્વાન અને વિજયસેન પ્રવેશ કરે છે.

[ રુમ૦ સોસમાં પડી ગયો હોય તેમ ]

[ ગાથા. ]

આજ્ઞા લઈ ગયેલા તત્ક્ષણ પણ રાજસેવકો નિત્યે
રાજદ્વારે [2]વિચરે વણવાંક ચકિત ચકિત ચિત્તે. ૬

[ પાસે આવી પ્હોચી ] મહારાજનો જય હો !–

[ રાજા આંગળીથી આસન બતાવી ] આવો, રુમણ્વાન, બેસો.

[ રુમ૦ હસતે મ્હોએ ] વિંધ્યકેતુ ઉપર વિજય મેળવી સેનાપતિ વિજયસેન આ ચાલ્યા આવ્યા છે, તેમના પ્રણામ સ્વીકારિયે.

વિજયસેન આવી પગે પડે છે. રાજા તેને ભાવથી ભેટે છે.

[ રાજા ] કેમ, તમે કુશળ તો છો ?-

[ વિજ૦ ] મહારાજની મ્હેરથી કુશળ છૂં.

---

૧ જલદી. ૨ જાય છે.

[ **રાજા** ] બેસો, વિજયસેન, બેસો.

વિજયસેન બેસે છે.

[ **રાજા** ] કહો, વિંધ્યકેતુના શા સમાચાર છે ?

[ **વિજ૦** ] દેવ કે દૈવ કોપે ને જેવા હોય તેવા. બીજા શા હોય દેવ ?

[ **રાજા** ] હું વિસ્તારથી હકીકત સાંભળવા ઇચ્છું છું.

[ **વિજ૦** ] દેવ, સાંભળિયે. હજૂરનો હુકમ થયો તેવા જ અમે નીમેલા હાથી ઘોડા અને પાયદલ સાથે ઊપડ્યા અને લાંબી વાટ ત્રણ જ દિવસમાં વટાવી મળસકૂં થતાં થતાંમાં જઈ વિંધ્યકેતુ ઉપર છાપો માર્યો.

[ **રાજા** ] પછી

[ **વિજ૦** ] આપણા સુભટોએ [1]તુમુલ ગર્જનાથી આકાશ ગજાવી મૂક્યું. તે સાંભળી વિંધ્યાચળની ગુફાનો એ સૂતો સિંહ જાગી ઊઠ્યો અને સફાળો ક્રોધમાં ધાયો. એ લશ્કર એકઠું કરવા એ ન રહ્યો ને વાહને ચડવા એ ન

૧ સાથે લાગી.

રહ્યો. એટલામાં અહીંથી તહીંથી મુઠ્ઠીભર વનચરો દોડી આવ્યા; તેમની સાથે એના નામના પડઘાથી કાનના પડદા ચીરી નાંખતો એ અમારા સામો ધસ્યો.

[ **રાજા** રૂમ૦ સામું જોઈ મ્હો મલકાવતો ] ભલી કરી, વનરાજ, ભલી કરી.

[**વિજ૦**] 'આવ્યો, આવ્યો વિંધ્યકેસરી!' એવી હાક વાગી, કે આપણા લશ્કરમાં ઓર જ જુસ્સો ઊભરાયો. લડવાને અધીરા સુભટો વનચરો ઉપર તૂટી પડ્યા. તેમણે જબરો જંગ મચાવ્યો ને એકે એક વનચરને કાપી નાંખ્યો. પછી તેઓ વિંધ્યકેતુ ઉપર * જોર કરવા લાગ્યા. હવે એની આંખ ફાટી *. એકલો એકલો એ તે રાક્ષસી બળથી ઝૂઝ્યો અને આપણા સૈન્યમાં કેર વર્તાવવા લાગ્યો.

[ **રાજા** ] ધન્ય છે વિંધ્યકેતુને અને ધન્ય છે એનાં માતપિતાને!

[ **વિજ૦** ] વર્ણવીને શું કહું? મારી શક્તિ નથી. ટૂંકામાં

---

* મૂળ **एक एव विमर्दितािधकबलक्रोधवेगो**, કલ્પિત પાઠ **एक एव विमर्दिताधिकबलवेगो.**

[ સ્રગ્ધરા. ]

પાળાને પાય પાળે પળીં ઉર સરસા પીડીં પીલી જ મારી,
ફેલાવી ભીતિ ભારી હય હરિણુ પઠે તીર વર્ષી ભગાડી,
શસ્ત્રો સર્વે ય સાથે ચહુદિશ ચલવી, *ખડ્ગની ઉગ્ર ધારે
હસ્તીની શુંડ છેદી કટ કટ જ્યમ કો કેળ કાપે [1]કુહારે. ૭

[ વસંતતિલકા. ]

હંફાવતો દળ [2]અનર્ગળ એક પોતે
ઘા શસ્ત્રના શત ઉરે નિજ ઝીલતો તે †
દેદીપ્યમાન સમશેરથી [3]શૌર્યસેતુ
યુદ્ધે પડ્યો થકિત છેવટ વિંધ્યકેતુ. ૮

[ **રાજા** ] અહો એણે વીરપુરુષનો માર્ગ લીધો ! રુમણ્વાન, એ શૂરવીરના મરણથી મને બહુ ‡ ખેદ થાય છે.

---

* મૂળ **उत्थाय खड्गम्**, કલ્પિત પાઠ **उत्थाप्य खड्गम्.** † મૂળ **झर्झरितोरु**, કલ્પિત પાઠ **जर्जरितोरु.** ‡ મૂળ **व्रीडिता इव**, કલ્પિત પાઠ **पीडिता एव.**

---

૧ કુહાડો. ૨ અપાર. ૩ પરાક્રમની પાળરૂપ.

[ રાક્ષ૦ ] દેવ ! [1]પ્રતિપક્ષીના ગુણની પણ કદર કરે અને રીઝે એવા તે આપ જેવા જ, જેમને ગુણની જ સાથે નિસબત છે !

[ રાજા ] વારૂ એને કંઈ સંતાન છે, વિજયસેન ? હોય, તો એના ઉપર અનુગ્રહ કરાય ને મારી રીઝ પણ સફળ થાય.

[ વિજ૦ ] દેવ ! એ પણ આપને હું કહું. વિંધ્યકેતુ અને તેના સંબંધીઓ રણમાં પડ્યા, તેમની વાંસે તેમની સ્ત્રીઓ બળી મુઈ, અને વસ્તી ચડી ગઈ વિંધ્યાચળનાં શિખરે. ઉજ્જડખંખ તળેટીમાં એક કન્યકાનો જ અવાજ સંભળાતો હતો. તે [2]વિકળ સ્વરે 'અરેરે, આ શો ગજબ ?' એમ વિલાપ કરતી હતી. તપાસ કરતાં વિંધ્યકેતુના અવાસમાં એક સ્વરૂપવાન કુમારિકા દીઠી. તેની ભવ્ય કાંતિ જોઈ વિંધ્યકેતુની કુંવરી જાણી અમે એને અમારી સાથે આણી છે. તે દેવડીએ હાજર છે. એને માટે હવે મહારાજ મરજીસર હુકમ ફરમાવિયે.

---

૧ સામાવાળિયો. ૨ વ્યાકુળ.

[ **રાજા** ] યશોધરા ! જા, તું એને વાસવદત્તાને સોંપ. [1]દેવીને, જો, કહેજે કે એને એ હમેશાં સગી બહેન જેવી ગણે, રાજકુળની કન્યકાને યોગ્ય ગીત નૃત્ત વાદ્ય વગેરે સર્વે શીખવે અને પરણાવવા જોગ થાય ત્યારે મને યાદ દેવરાવે.

[ **પ્રતી૦** ] હુકમ, મહારાજ. [ જાય છે. ]

[ પડદા પાછળ **વૈતાલિક** ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

રૂડા સ્નાનવિહાર મંગળતણા સાહિત્યની સોઈમાં
દાસી જે રણુવાસની મચી પડે સેવાની સર્સાઈમાં,
મોડંતાં તન તે શ્રમે પટ સરી ખુલ્લા [2]ઉરોજો થયે
સ્નાનસ્થાન નવીન [3]હેમકળશે હાવાં છવાઈ રહે. ૯

[ **રાજા** ઊંચું જોઈ ] અહો ! બપોર થયા.

[ સ્રગ્ધરા. ]

તાપે મચ્છો મરે છે તરફડી, કઢતો [1]કૂપ જેણે જણાયે.
નૃત્તે ઢીલાં ય પીછાં નમવી નિજ શિરે મોરલો છત્ર છાયે.

---

૧ રાણી. ૨ છાતી. ૩ સોનાના ઘડા.

પીવા પાણી [2]થડાનૂં તરસ્યૂં હરણિયૂં કુંજ માંહે ભરાયે.
ઊડી [3]ગંડસ્થળેથી [4]અલિ મદગજના [5]કર્ણપાશે પૂરાયે૧૦

રુમણ્વાન ! ઊઠો ત્યારે. હવે તો અંદર જઈ સ્નાનભોજનથી પરવારી કરી વિજયસેનને સરપાવ આપીશૂં. યાદ છે કની? આપણે એમને હવે કલિંગરાજને શાસન કરવા મોકલવાના છે–

સર્વે જાય છે.



૧ વાવના છેલ્લા કોઠાનો કૂવો. ૨ ઝાડના થડની આસપાસ ચણતરનો ક્યારો. ૩ લમણા. ૪ ભમરા. ૫ કાનની બખોલ.

# પ્રિયદર્શના.

—•—

## અંક ૨.

વિદૂષક પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર.

[ વિદૂ૦ ] [1]ધારાગ્રહ વાડીમાં જવું છે. પેલી [2]ઇંડીવિડી કહી ગઈ છે કે કંઈ વરત અપવાસમાં બાસાહેબ વાસવદત્તા સવસ્તીવાયણ આપવા બોલાવે છે. ઉંહૂંહૂં, વાવમાં ડૂબકું મારવું પડશે અને દેવીની હઝુરમાં [3]**छन्नु मित्रना*** મંત્ર પણ ભણવા પડશે. અમથાં તો અમારા જેવા બ્રાહ્મણને કોણ દરબારમાં દમડીએ દક્ષણા પરખાવે એમ છે ? [ પડદા તરફ જોઈ ] અહો, મિત્ર પધારે છે ! દેવીના વિનોદ અરથે

---

* મૂળ **कुक्कुटवादं**, કલ્પિત પાઠ **फुक्कडवाअं**

---

૧ જેમાં અનેક ફુવારાવાળો મહેલ ઠંડકને માટે છે એવું. ૨ **ઇંદીવરિકા. ૩ शं नो मित्रः** એ પ્રતીકનો આશીર્વાદમંત્ર.

ધારાગ્રહ વાડીએ જતા હશે એ. હૂં પણ એમના ભેળો જાઊં ને મારો વેષ ભજાવૂં.

એવે રાણીને મળવા અધીરો રાજા પ્રવેશ કરે છે.

[ રાજા ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

આછાં મંગળ [1]મંડનો જ સજિયાં; અંગો થયાં ક્ષીણ છે;
વાણી મંદ બની; મુખે [2]દિનશશી જેવૂં પડ્યૂં [3]મ્લાન છે;
ધ્યાને ચિત્ત બૂડ્યૂં ઊંડે; પ્રથમની પ્રીતે હતા હાલ તે
વ્હાલીના વ્રતથી થયા નિરખવા હૈયૂં ચસે હાલ છે.૧

[ વિદૂ૦ પાસે જઈ ] અખંડ કલ્યાણ, મહારાજ, તમારા સર્વ મનોરથ સિદ્ધ થાઓ !

[ રાજા મ્હો સામૂં જોઈ ] કેમ, ભાઈ વસંતક, આજે તૂં કંઈ હરખાતો જણાય છે !

---

૧ ઘરેણાં. ૨ દહાડે દેખાતો ચંદ્રમા. ૩ ઝાંખૂં.

[ **વિદૂ૦** ] કેમ ના હરખાઉં ? મારી આજે પૂજા થનાર છે પૂજા !

[ **રાજા** ] ખરૂં, પૂજા થનાર છે. પણ તેમાં એટલૂં બધૂં હરખાવાનૂં શૂં છે ?

[ **વિદૂ૦** ] અરે ચાર વેદના પાંચ વેદના અને *છ એ વેદના જાણનાર બ્રાહ્મણો દરબારમાં અંટેવાળિયે અથડાય છે, તેમને મૂકી દેવી સવસ્તિવાયણ પહેલૂં આ બ્રાહ્મણને આપનાર છે ! સમજ્યા ?

[ **રાજા** ] વાહ ! તારૂં બ્રાહ્મણપણૂં તો વેદની સંખ્યાથી તેં અચ્છૂં પ્રકાશ્યૂં ! ચાલ, ત્યારે, મહાબ્રાહ્મણ, ધારાગૃહ ઉદ્યાને જઇયે.

[ **વિદૂ૦** ] તૈયાર.

[ **રાજા** ] થા આગળ.

---

* મૂળ **છટ્ઠવેદ**, કલ્પિત પાઠ **છવ્વેદ**.

[ **વિદૂ૦** ] પધારિયે, મહારાજ. [ કેટલાંક ડગલાં જઈ ચારે તરફ જોતો ] મહારાજ! આ ધારાગ્રહ વાડીની શોભા તો જુઓ. અહીં ગરગર ગર્યા કરતાં તરેહ તરેહનાં ફૂલોની પથારીથી ફરસબંદી રૂના ગાદલા જેવી નરમ બની છે! પણે સુવાસની લપટથી ચોંટી રહેલા ભમરાઓના ભારથી *માલતીની ડૂંખો ભોંય તૂટી પડી છે! આ તરફ કમળનો પરાગ લેઈ વાતા વાયુની લહેરે ખીલેલાં બપોરિયાં ખરખર ખર્યા કરે છે† ! પેલી તરફ વળી, સૂર્યનાં કિરણો જેમાં ગૂંચાઈ જાય છે, એવાં તમાલ વૃક્ષની ઘટા લાગી રહી છે!

[ **રાજા** ] મિત્ર ! તું વખાણે છે, તે બરાબર છે.

[ સ્રગ્ધરા. ]

ફૂલે [1]શેફાલિકાનાં અવનિ જયમ જડી [2]વિદ્રુમોએ જણાયે;

---

* મૂળમાં **बकुल** વધારે છે. † મૂળ **पडिविबुद्ध**, કલ્પિત પાઠ **पडिविबद्ध**.

---

૧ શેફાલિકા–નગોડ. એને ઝીણાં રતૂમડાં ફૂલોની માંજર બેસે છે. ફૂલ ખરી પડી બીજ બંધાય છે, તે અપકવ સ્થિતિમાં લીલાં, પાકતાં રાતાં અને સૂકાતાં ભૂખરા રંગનાં હોય છે. એ બીજને પીલીને તેલ કાઢે છે. નગોડના છોડને કરેણના જેવાં લાંબાં ત્રણ ત્રણ પાનાંનું ઝૂમખૂ થાય છે. ૨ પરવાળાં.

વિશ્વે [1]સપ્તચ્છદોનો ગજમદ સરિખો ઉગ્ર [2]આમોદ છાયે;
ને પીપી [3]પુષ્પકોષે મસ [4]મધુ [5]મધુપો મત્ત, જો, ગાન ગાયે,
ગોરાં ગોરાં ઘણેરી [6]જલજની [7]રજથી અંગ જેનાં સુહાયે!

[ **વિદૂ૦** ] અરે મિત્ર! આ તો જુઓ. સાદડના ઝાડ પરથી, જાણે પાંદડાંનાં ઝૂમખાંમાં ઝલાઈ રહેલાં વરસાદનાં ફોરાં જ દડદડ પડતાં ન હોય, તેમ ફૂલનો વરસાદ વરસે છે!

[ **રાજા** ] મિત્ર! તું ઠીક કહે છે. કંઈ કંઈ મળતાપણું શરદને વર્ષાકાળ સાથે છે. આ જોયું?–

[ શાર્દૂલવિક્રીડિત. ]

પાનાં સ્વચ્છ શિરીષ પુષ્પ સરિખાં રૂડાં જડી લીધ છે,
તે લીલી હરિયાળી હોય *નવલી ઊગેલ એવાં દીસે;
ને ચોપાસ બપોરિયાં ખરી ખરી જે ભોંય વેરાય છે,
તે તો ગોકુળગાય કંકુવરણી વર્ષાની સોહાય છે. ૩

* મૂળ **વિભ્રાણા**, કલ્પિત પાઠ **વિભ્રાણેઃ**.

૧ સાદડ. ૨ વાસ. ૩ ફૂલનો પ્યાલો. ૪ ફૂલમાંનો રસ. ૫ ભમરા. ૬ કમળ. ૭ પરાગ.

એવામાં આગળ દાસી ઇંદીવરિકા અને પાછળ આરણ્યકા પ્રવેશ કરે છે.

[ઇંદી૦] બાસાહેબ વાસવદત્તાએ આજ્ઞા કરી છે કે 'અલી ઇંદીવરિકા! ધારાગ્રહની વાડીએ જઈ તું શેફાલિકાનો હાર ઝટ ગુંથી લાવ* અને †આરણ્યકા વાડીની વાવે જઈ સૂરજ આથમ્યાથી બીડાઈ જાય તે પહેલાં‡ ખીલેલાં કમળો વ્હેલી વ્હેલી ચૂંટી લાવે. મારે અગસ્ત્ય ભગવાનને અર્ઘ આપવાનો છે.' તેથી હું વાડીએ જાઉં. જોડે આરણ્યકાને પણ લેતી જાઉં. આ મારગે, આરણ્યકા! એણે બિચારીએ વાવ દીઠી નથી.

[ **આર૦** ખેદથી નિશ્વાસ મૂકી સ્વગત ] અફસોસ! હું કોણ, મારાં માબાપ કોણ? બીજાને જે હુકમ કરનારી§, તેને આજ બીજાના હુકમ ઉઠાવવા પડે છે! દૈવને એનો ખટકો પણ

---

* મૂળ **आअच्छोत्ति**, કલ્પિત પાઠ **आअच्छ**. †મૂળ **एसा वि**, કલ્પિત પાઠ **एसा अ**. ‡ મૂળમાં **जाव** પછી **एव्व** વધારે છે. § મૂળમાં **अणाविअ** પછી **ठिदाए** વધારે છે.

છે? અથવા દૈવને શું? દોષ મારો જ, કે *કહ્યા છતાં પણ તે વખતે બળી ન મુઈ! હવે શા કામનું?† જો હું અછકલાઇથી કોણ છૂં તે કહૂં છું, તો મારૂં ઉજ્જવળ કુળ વગોવાય છે. માટે, એ જ એ તો, બીજો ઉપાય નથી, હુકમ ઉઠાવવો.

[ ઇંદી૦ ] આવ, બહેન, પૂંઠે પૂંઠે ચાલી આવ.

[આર૦] એ આવી. [ થાકથી ] બહેન, હજુ વાવ કેટલીક છેટી છે વારૂ ?

[ ઇંદી૦ ] આ રહી ને શેફાલિકાની ઘટાની પેલી મગ; છેટી કેવી? ચાલ અંદર ઉતરિયે.

બંને અંદર ઉતરે છે.

[ રાજા ] મિત્ર ! કેમ તૂં કંઈ ભારે સોસમાં પડયો છે ? કહૂં છૂં, શરદને વર્ષાકાળ સાથે કંઈ કંઈ મળતાપણૂં છે. આ જોયૂં ?. [ 'પાનાં સ્વચ્છ' વગેરે શ્લોક ફરીને કહે છે. ]

---

* મૂળ जाणन्तीए, કલ્પિત પાઠ आणत्तीए. † મૂળમાં दुक्खरं हासिं मए चिन्तिदं। એટલૂં વધારે છે.

[ **વિદૂ૦** જરા રોષથી ] તમારે તો, ઠીક છે, 'આ જોયૂં? પેલૂં જોયું?' એમ મઝા પડે છે. પણ આ બ્રાહ્મણના મનને તો પૂછ્યું જોઇયે છે. ક્યારે વાવ આવે ને હૂં ડૂબકૂં મારી દેવી પાસે હાજર થાઉં, એની મને ચટપટી થાય છે. જાણો છો? સવસ્તીવાચણની વેળા વીતી જાય છે.

[ **રાજા** ] અરે, પણ આપણે વાવે આવી જ પહોચ્યા છિયે. કેમ વારૂ? અનેક ઇંદ્રિયોને જે સુખ ઊપજે છે, તેની પણ તને મૂર્ખાને ગમ નથી?

[ સ્રગ્ધરા. ]

વ્હાલીના નેપુરોના [1]રવ સમ સુર આ હંસનો કાન તરૂપે.
ઝાડી માંહીથી ઝાંખી [2]જલગૃહતણી આ નેનને પ્રીતિ અરૂપે.
લેપી લૈ નાસિકાને [3]સરસિજરજ આ [4]સ્નિગ્ધ આમોદ ઝરૂપે.
વાપીના વાયુકેરી [5]શિશિર લહરિ આ શાંતિ અંગે સમરૂપે. ૪

આવ જરાક આગળ. [ થોડાક આગળ વધી ] મિત્ર વસંતક!

---

૧ રણકો. ૨ ચારે પાસ ભીંતોમાંથી ફુવારા ઊડાવવાની ગોઠવણ વાળૂં ઘર. ૩ કમળનો પરાગ. ૪ ચીકણો. ૫ ઠંડી.

[ ગાથા. ]

આ જો અમળ કમળની શોભાએ નયન ભારી લોભવતી
મીઠી વનદેવીની મીટ સમી વાવ મોહવતી. ૫

[ **વિદૂ૦** કૌતુકથી ] મિત્ર ! જુઓ, જુઓ, આ તે ફૂલના પરિમળે મહમહ થઈ રહેતી વેણી હશે કે ભમરાની હાર, પ્રવાળ જેવી રાતી હથેળીઓ હશે કે કૂંપળીઓ અને કમળના નાળ સરખી બાંહ્યો હશે કે વેલીઓ ? કહો, આ તે કોણ કોઈ [1]જનલક્ષ્મી હશે કે વનલક્ષ્મી ?

[ **રાજા** ધારીને જોઈ ] મિત્ર ! સ્વરૂપ અલૌકિક છે; તેથી અનેક તર્કવિતર્ક થાય છે. મને પણ ખરે સમજણ પડતી નથી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

આ તે ભૂમિ નિહાળવા જ નીકળી શું નાગકન્યા હશે !
પાતાળે નથીં રૂપ આવું; જઈ હૂં આવ્યો જ છું એ [2]દિશે.

---

૧ મનુષ્યોમાં લક્ષ્મી જેવી રૂપાળી સ્ત્રી. ૨ દિશામાં. પાતાળ-ગમન બાબત જુઓ. **क. स सा.** ।૨।૧।૮૦। અને **बृ. क. म.** । ૨।૧।૫૪–૬૦।

શૂં તો ચંદની ઊતરી અહીં હશે? દા'ડે ન તે તો દીસે.
ફ્હેવી કો? કર પદ્મ છે; ચિતવતાં [1]પદ્મા જ ચિત્તે વસે. ૬

[ વિદૂ૦ ઇંદીવરિકા ઉપર નજર પડતાં ] માર્યા તો! બાસાહેબની દાસી ઈંડીવિડી છે. આવો, આવો, ભરાઇ બેસો આ ઝાડવાંને ઓથે.

બંને ઝાડવામાં લપાઈને બેસે છે.

[ ઇંદી૦ કમળનું એક પાંદડું ચૂંટતી ] આરણ્યકા! તું અહીં કમળ વીણ અને હું જઈ આ કમળના પાંદડામાં શેફાલિકાનાં ફૂલ વીણું.*

[ રાજા ] મિત્ર! એ કાંઈ કહે છે. આપણે ધ્યાનથી સાંભળિયે. એમની વાતચીતમાંથી જ કદાચ આપણા સંશયનો ખુલાસો થઈ જશે.

---

* મૂળ **अवचिणुअ देवीसआसं गमिस्सं,** કલ્પિત પાઠ **अवचिणोमि.**

---

1 લક્ષ્મી.

ઇંદીવરિકા જવા માંડે છે.

[ **આર૦** ] બ્હેન ઇંદીવરિકા! તારા વિના મારાથી અહીં રહેવાશે નહિ.

[ **ઇંદી૦** હસતી ] બાસાહેબ આજે કહેતાં હતાં તે પ્રમાણે તો હવે હમેશને માટે તારે મારા વિના રહેવૂં પડશે. મેં કાનોકાન એમના બોલ સાંભળ્યા છે.

[ **આર૦** ફિકરમાં પડી જઈ ] શૂં કહેતાં હતાં ?

[ **ઇંદી૦** ] એ જ કે 'હૂં હવે મહારાજને કહૂં કે આરણ્યકા માટે વર શોધી કાઢવાની ચીવટમાં રહે. એમણે મને પ્રથમ કહાવ્યૂં હતૂં કે જ્યારે વિંધ્યકેતુની કૂંવરી પરણાવવા જોગ થાય ત્યારે મને યાદ દેવરાવજો.'

[ **રાજા** હર્ષ સાથે સ્વગત ] અહાહા, આ તો પેલી વિંધ્યકેતુની કૂંવરી! [ ખેદ સાથે ] આટલો બધો વખત સૌ ભૂલમાં જ ગયૂં!* મીટ માંડીને નિરાંતે જોઉં એને. વાંધો નથી; કન્યકા છે.

---

* મૂળમાં **वयस्य** વધારે છે.

[ આર૦ કાનમાં આંગળીઓ ઘાલી રોષથી ] જા, બસ મારે તારૂં કામ નથી. આડૂંદોઢૂં ફાવે તેમ જ બકે છે!

ઇંદીવરિકા ચાલી જાય છે ને ફૂલ વીણવા માંડે છે.

[ રાજા ] વાહવાહ! એનો રોષ શી એની ઊંચા પ્રકારની યોગ્યતા બતાવે છે! ધન્ય ભાગ્ય તે પુરુષનાં, જેના અર્ધાંગે એ રહેશે!

આરણ્યકા કમળ ચૂંટે છે.

[ વિદૂ૦ ] મિત્ર! જો તો ખરો, કમળ ચૂંટતાં એના કૂંપળ જેવા સુકોમળ હાથનૂં પ્રતિબિંબ પાણીમાં પડે છે, તેની ઊજળી કાંતિથી કમળનૂં વન જાણે ઝાંખૂં ઝબ દેખાય છે! કેવૂં આશ્ચર્ય!

[ રાજા ] મિત્ર! તૂં કહે છે, તે યથાર્થ છે.

[ શાર્દૂલવિક્રીડિત. ]

નીલા [1]અંબર માંહી કાંતિ તનની જેની ઝગે એન ને

1 (અ) વસ્ત્ર; (આ) આકાશ.

પામી દર્શન હેલીમાં અમૃતની ઝીલી રહે નેન એ,
એવી આ [1]શશિમૂર્તિ જે સુમધુરી, તે આપ પર્શે [2]કરે
ને બીડાઈ જ જાય ના કમળ જે, આશ્ચર્ય એ તો ખરે! ૭

[ આર૦ ભમરાઓના ત્રાસથી ગભરાતી ] ઓ રે! આ મુઆ ભમરા બીજાં *કમળ અને [3]ઉત્પલનાં વન છોડી આ તરફ ઊડી આવે છે ને મને સંતાપે છે! [ પાલવના છેડાથી મ્હો ઢાંકી લેઈ ભય સહિત ] ઇંદિવરિકા ઇંદીવરિકા, આવ, મારી વ્હારે દોડી આવ. આ મુઆ ભમરા મારો જીવ લેશે.

[ વિદૂ૦ ] મિત્ર! તમારાં ભાગ્ય ભળ્યાં ને મનના મનોરથ ફળ્યા! જઈ પ્હોચો બોલ્યા ચાલ્યા વગર એ ચેટકી આવે તે પહેલાં†. પાણીમાં છબછબ પગ થશે એટલે એ

---

* મૂળ कमलिणि णीलुप्पलवणाइं, કલ્પિત પાઠ कमलाइं णीलुप्पलवणाइं अ. † મૂળમાં तुमं પછી वि વધારે છે.

---

૧ ખુદ ચદ્રની મૂર્તિ રૂપ. ૨ (અ) હાથ; (આ) કિરણ. ૩ ભૂરાં કમળ. ચંદ્રનાં કિરણ અડતાં કમળ બીડાઈ જાય છે એ કવિ કલ્પનાને આધારે કવિએ અહીં અતિશયોક્તિ યોજી છે.

સમજશે કે ઇંડીવિડી આવે છે; અને એ કામમાં એ તમારી કોટે બાઝી પડશે.

[ **રાજા** ] વાહવાહ ! મિત્ર! તેં ટાણાસર મારી સલાહ આપી.

રાજા આરણ્યકા પાસે જઈ પ્હોચે છે.

[ **આર૦** પગલાં સાંભળી ] બ્હેન, બ્હેન, વ્હેલી આવ. જો ને, આ મુઆ મને અકળાવે છે.

રાજા વ્હેલો વ્હેલો જાય છે. આરણ્યકા તેની કોટે બાઝી પડે છે. રાજા તેને છાતી સરસી ચાંપે છે. આરણ્યકા મ્હો ઉપરથી લૂગડું ખસેડે છે ને માથે ભમરા ભમતા જોઈ ગભરાય છે.

[ **રાજા** પામરીથી ભમરાને હાંકી કાઢતાં ]

[ માલિની. ]

મધુર પરિમળે એ મોહ પામી પડે છે
અલિ તવ મુખ પદ્મે. કાં [1]વિષાદે બૂડે છે?

---

૧ ચિંતા, શોચ.

[1]શિદ તૂં ચકિત નેત્રે ઉત્પલો ઊપજાવે ?
મધુપ વધુ વધુ આ તુજને, જો, સતાવે. ૮

[ **આર૦** અજાણ્યાને જોઈ ગભરાતી ] અરે ! આ તો ઇંદીવરિકા ન હોય. [ ભય સહિત ખસી જઈ ] આવ ને, ઇંદીવરિકા, વ્હેલી આવ ને. મને આ ભમરાથી બચાવ ને.

[ **વિદૂ૦** છતો થઈ ] બાઈ! આખી પૃથ્વીનૂં પાલન કરનારા પ્રતાપી વત્સરાજ તમારી વ્હારે ચઢ્યા છે ને તમે ઇંડીવિડીને કાં* પુકારો છો ?

રાજા 'મધુર પરિમળે' વગેરે ફરી કહે છે.

[ **આર૦** રાજાને નિહાળતી સ્નેહ અને લજ્જાથી સ્વગત ] અહો, આ જ મહારાજા વત્સરાજ, જેમની સાથે પિતાજીએ મારો વિવાહ મેળવ્યો હતો ? એમનો મોહ આમને માટે હોય, તેમાં શૂં પૂછવૂં ?

---

* **કહું** કલ્પિત વધારો; મૂળમાં નથી.

---

૧ આરણ્યકા ભયથી વિહ્વળ દૃષ્ટિ ચારે તરફ ફેંકે છે, તેમાં કવિ ભૂરા કમળનો આરોપ કરી ઉત્પલો ઊપજાવવાની કલ્પના યોજે છે.

આરણ્યકા પ્રેમાતુર બને છે.

[ ઇંદી૦ ] મુઆ ભમરાઓ બિચારી આરણ્યકાને સંતાપે છે. જઈને એને શાંત કરૂં. આવી, બહેન આરણ્યકા ! હૂં આવી. બ્હીશ માં

[ વિદૂ૦ ] ભાગો, ભાગો. ઇંડીવિડી આવી. એ દેખશે તો દેવીને કહી દેશે. [ આંગળીથી બતાવી ] આવો, આપણે આ કેળના મંડપમાં ઘડી ભર ભરાઈ બેસિયે.

બંને તેમ કરે છે.

[ ઇંદી૦ પાસે આવી આરણ્યકાના ગાલે આંગળી અટકાડી ] અલી આરણ્યકા ! ભમરાઓ અપરાધી બને છે તેમાં દોષ તો, કહેવૂં જોઇયે કે, તારા મુખારવિંદનો જ છે હો. [ પશ્ચિમ ભણી જોઈ ] દિવસ આથમે છે. ચાલો ત્યારે, આપણે પાછાં વળિયે.

ઇંદીવરિકા ચાલવા માંડે છે.

[ આર૦ કેળના મંડપ તરફ જોતી ] બહેન! જરા ધીરે

ચાલિયે તો ઠીક. ટાઢું હિમ પાણી હોવાથી મારાં અંગ અકડાઈ ગયાં છે.

[ ઈંદી૦ ] ઠીક, ધીરે ચાલિયે.

બંને જાય છે.

[ વિદૂ૦ ] મિત્ર! એને લેઈને ચેટકી રસ્તે પડી. ચાલો, હવે આપણે પણ જઇયે.

[ રાજા નીસાસો મૂકી ] થયૂં! ગઈજ! મિત્ર વસંતક! ભાગ્યહીનને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિમાં કંઈ ને કંઈ આડૂં આવે જ છે! [ કમળવન તરફ નજર કરી ] મિત્ર! આ તો જો.

[ ગાથા. ]

જુગતે કેવૂં જણવે [1]સરસિજસમુદાય કાય [2]કંટકિતે
એના કરપલ્લવના સ્પર્શનૂં સુખ મુખડૂં બંધ છતે! ૯

હવે, મિત્ર, શો ઉપાય કરિયે તો ફરીને એનાં દર્શન થાય?

---

૧ કમળનો જથો, કમળનૂં વન. ૨ (અ) કાંટાકાંટાવાળી; (આ) રોમાંચિત.

[ વિદૂ૦ ] મહારાજ! તમારે મારૂં કહ્યૂં તો કરવૂં નહિ ને હાથે રમકડૂં ભાગી નાંખી રોવા બેસવૂં! આ બ્રાહ્મણ તો તમારે મન મૂરખ. ત્યાં પછી શૂં કરવૂં?

[ રાજા ] અલ્યા શૂં મેં તારૂં કહ્યૂં ન કર્યૂં?

[ વિદૂ૦ ] મેં તમને કહ્યૂં કે બોલ્યા ચાલ્યા વિના જઈ પ્હોચો. તે ક્યાં એ રહ્યૂં ને તમે *ભારે સંકટની વાત આગળ કરી ખોટૂં પંડિતાઈનૂં ડહાપણ ડહોળવા લાગ્યા; અને 'અલી તૂં શા માટે બૂડી મરે છે?' વગેરે કડવાં કડવાં વેણ કહ્યાં; અને બિચારીને ખાલી ધમકાવી કાઢી! હવે લમણે હાથ દેઈ †રોવા બેઠા છો; અને વળી પૂછો છો, કે શો ઉપાય કરિયે તો ફરીને એનાં દરસન થાય‡!

[ રાજા ] મૂર્ખો તે મૂર્ખો જ! રીઝાવવૂં તે તારે મન ધમકાવવૂં વસે છે!

---

* મૂળ अदिसंकटे जं मए पत्थिसिअ, કલ્પિત પાઠ अदिसंकडं मए पदिसिअ. † મૂળમાં અહીં कि વધારે છે. ‡ મૂળ पुणो वि उवाअं, કલ્પિત પાઠ पुणो दट्ठुं उवाअं.

[ વિદૂ૦ ] કોણ મૂરખો તે તો જણાઈ ચૂક્યું. હવે એ એ લમણાઝીક શું કરવાને? ચાલો અંદર[1]. સૂરજ ભગવાન સિધાવી જાય છે.

[ રાજા સૂરજ તરફ જોઈ ] હા, દિવસ આથમ્યો.

[ શાર્દૂલવિક્રીડિત. ]

શોભા લૈ હરી [2]પદ્મિનીની [3]દયિતા પેઠે [4]દિનશ્રી ગઈ.
બિંબે સૂર્યનૂં માહરા હ્રદય શૂં રંગાયૂઁ [5]રાગે સહી.
આ ઝૂરી ચકવો રહ્યો હૂઁ સરિખો ચિત્તે પ્રિયા ચિંતવી.
દ્દષ્ટે વિશ્વની આંધળી મુજ પઠે હા [6]અંધકારે હવી! ૧૯

બંને જાય છે.

—૩—

૧ અર્થાત્ ધારાગૃહ વાડીમાં. ૨ કમળનો છોડ. ૩ વ્હાલી. ૪ દિવસની શોભા. ૫ (અ) રતાશ; (આ) પ્રેમ. ૬ (અ) અંધારૂં; (આ) નિરાશા.

# પ્રિયદર્શના.



## અંક ૩.

મનોરમા પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર.

[ **મનો૦** ] બાસાહેબ વાસવદત્તાએ આજ્ઞા કરી છે કે ભગવતી સાંકૃત્યાયનીએ રચેલા વાસવદત્તાહરણ નાટકનો અધૂરો રહેલો ભાગ તમારે આજે [1]કૌમુદીમહોત્સવમાં ભજવવો. એમાં સખી આરણ્યકા વાસવદત્તાનો વેષ લે છે. એ બિચારી હૃદયશૂન્ય બની ગઈ છે, તેથી ગઈ કાલે એણે લોચા વાળ્યા'તા. આજે પણ જો એ તેવૂં ને તેવૂં કરશે, તો બાસાહેબ એના ઉપર ખફા થશે. એ ક્યાં મને મળે, કે હૂં એને બે વાનાં કહૂં ? [ સામે જોતાં ] અહો ! આરણ્યકા તો આ જાય વાવની દેશે. એ મન સાથે કંઈક બરબડતી બરબડતી ફુળના

---

૧ કાર્ત્તિકી પૂનમનો તહેવાર.

મંડપમાં પેઠી. ઠીક. હું ઝાડના ઓઠે રહી સાંભળું, કે એ મોકળે મને શું કહે છે?

એવે પ્રેમાતુર સ્થિતિમાં આસન ઉપર બેઠેલી આરણ્યકા પ્રવેશ કરે છે.

[ **આર૦** નીસાસો મૂકી ] જેને મળવાના સાંસા છે તેને જ ઝંખ્યા કરી, જા, જીવ, તું પણ મને નાહક સતાવે છે!

[**મનો૦** ] હાં, એ હૃદયશૂન્ય જણાય છે, તેનું કારણ આ જ છે. વારૂ એનું મન *કોનામાં લાગ્યું હશે? કાન દેઈ સાંભળું.

[ **આર૦** આંસૂ સાથે ] મહારાજનું દર્શન નેત્રને અને હૃદયને ઠારનારૂં છતાં અજબ છે કે મને સંતાપ ઊપજે છે? [ નીસાસો નાંખી ] અથવા એમાં મહારાજનો શો દોષ? હું જ નિર્ભાગ્ય.

---

* મૂળ **किं**, કલ્પિત પાઠ **कं**.

[ **મનો૰** ] અહો! મહારાજમાં એનું મન લાગ્યું છે! ધન્ય છે, સખી, રાજકુળની કુમારિકાને છાજે એવી ઇચ્છા તું રાખે છે*.

[ **આર૰** ] આ વાત હું કહું એ કોને, જેથી દુઃખ કંઇક હલકું થાય? †મારૂં હૃદય સખી મનોરમા છે, છતાં તેને પણ શરમના માર્યા મારાથી કહેવાતું નથી. હવે તો આપઘાત વિના દુઃખ ટાળવાનો બીજો ઉપાય નથી.

[ **મનો૰** આંખમા આંસૂ સાથે ] અરેરે! વાત હાથથી ગઈ છે। એ બિચારીની આ પ્રેમાતુર સ્થિતિમાં હું શું કરૂં?

[ આર૰ મુગ્ધ ચિત્તથી ] તે જ આ ઉદ્યાન, જ્યાં ભમરા મને સતાવતા હતા ત્યારે મહારાજે આવી છાતી સરસી ચાંપી, 'અરે ભીરૂ! બ્હી માં' એમ કહી મને શાંત પાડી હતી.

---

* મૂળ साहु पिअसहि साहु पिअसहि अभिजाअसरिसो, કલ્પિત પાઠ साहु पिअसहि साहु। आहिजच्चसरिसो. † મૂળમાં અહીં [ विचिन्त्य ] अह वा વધારે છે.

[ મનો૦ મનમાં ખુશ થતી ] એમ ત્યારે ? મહારાજની દૃષ્ટિએ સખી પડી ચૂકી છે? તો તો પછી ફિકર નહિ, ઊગરવાનો આરો છે. પાસે જઈ એને ધારણ દેઊં. [ અણ-ચિંતી પાસે જઈ ] બ્હેન ! હૃદયથી એ શરમાઈ કંઈ ચોરી રાખવી હોય કે ?

[ આર૦ શરમાઈ જઈ સ્વગત ] અરે દૈવ ! આણે તો બધૂં સાંભળ્યું જણાય છે ! [ પ્રગટ સખીનો હાથ ઝાલી ] વ્હાલી સખી ! રખે તૂં માઠૂં લગાડતી. લજ્જાએ મને અપરાધી બનાવી છે.

[ મનો૦ ] બહેન ! તૂં એવો વ્હેમ લગારે રાખીશ નહિ. પણ તૂં મને કહે કે મહારાજે તને દીઠી છે ખરી?*

[ આર૦ શરમથી નીચૂં જોતી ] સખીએ બધૂં એ સાંભ-ળ્યૂં જ છે.

[ મનો૦ ] એમણે દીઠી છે, ત્યારે તો† સંતાપનૂં કારણ નથી. એઓ પોતે જ ફરી સમાગમની ફિકરમાં હશે.

---

* મૂળમાં ण वेसि વધારે છે. † મૂળ संताप्पिदेण કલ્પિત પાઠ संताविदेण.

[ આર૦ ] *બ્હેનપણાનો પક્ષપાત ફાવે તે ધારે. પણ મહારાજને મારી શી પડી છે? તે તો દેવીના સદ્‌ગુણુની સાંકળે જકડાયલા છે.

[ મનો૦ તેને હસી કાઢતી ] જા રે જા, તું તો મૂરખી છે. ભમરો પદ્મિનીના પ્રેમમાં ભલે ને બંધાયલો હોય. એને તો માલતી માત્ર દૃષ્ટિએ પડવી જોઇયે. પછી તે એને મેળવે નહિ ત્યાં સુધી જંપે જ કેવો? એ તો નિત્ય નવા રસનો ભોગી.

[ આર૦ ] એ બને જ નહિ. રહેવા દે એ વાત. જો તો ખરી, બહેન, આ શરદ ઋતુના વાદળિયા તાપથી મારૂં અંગ ઊન્હૂં લાય જેવૂં થયૂં છે, તે હજુ એ ટાઢૂં પડતૂં નથી.

†[ મનો૦ ] અલી અણુપતીજવાળા સ્વભાવની! તૂં શા માટે હવે છૂપાવે છે? ઉપરાઉપરી પડતાં કામનાં બાણુ જાણે સૂ સૂ કરતાં હોય તેમ નિશ્વાસ અહર્નિશ નીકળ્યા કરે છે,

---

* મૂળમાં अभं सहीअणो पक्खवादेण मन्तेदि। એટલૂં વધારે છે.

† મૂળમાં मनो० अइ लज्जाइए ण जुत्तं एदावत्थं गदाए वि दे अप्पा पच्छादिदुं। आरण्यका मुखमयनमयाति। એટલૂં વધારે છે.

તે જ તારો અનુરાગ કહી આપે છે *. [ સ્વગત ] રહો, પણ આ ઠપકો દેવાનો સમો નથી. જઈ કમળદળ લાવી એની છાતી ઉપર મૂકું. [ વાવમાંથી કમળદળ લાવી આરણ્યકાની છાતી ઉપર મૂકી ] ગભરા માં હો, બહેન.

એવે વિદૂષક પ્રવેશ કરે છે.

[ **વિદૂ૦** ] અહો ! મિત્રને આરણ્યકાની શી ભારે લ્હે લાગી છે! એમણે બધું રાજકાજ નેવે મૂક્યું છે; ને શી રીતે આરણ્યકાનાં દરસન થાય તેના જ વિચાર કર્યા કરે છે અને મન રમાડે છે. [ મન સાથે વિચાર કરતો ] એ આરણ્યકા ત્યારે ક્યાં ભેગી થાય? જોઉં, પેલી વાવ આગળ પત્તો લાગે છે? [ વાવે જાય છે. ]

[ **મનો૦** કાન માંડી ] કોઈનાં જાણે પગલાં વાગે છે. માટે આવ, બહેન, આ કેળના ઝુંડને ઓઠે રહી જોઈયે કે કોણ છે?

---

* મૂળ णीसासणिहाविणिग्गओ दिहअरात्तिं वि तुज्झ अणुराओ अविरदपहन्तकुसुमसरसराणिवहपडणहुंकारसद्दो विअ ण भणइ ।, કલ્પિત પાઠ अविरदपहन्तकुसुमसरसरप्पणहुंकारसद्दो विअ णीसासणिवहो विणिग्गदो तुज्झ अणुराअं ण भणइ. ।

બંને કેળના કુંડમાં ભરાય છે.

[ **આર૦** ] અરે આ તો તે દહાડે મહારાજની જોડે હતા તે ભટજી છે.

[ **મનો૦** ] શું વસંતક*? ભગવાન, કરે ને હું ધારૂં છૂં તેમ જ હોય!

[ **વિદૂ૦** ચારે તરફ જોતો ] અહો! આરણ્યકા તે સાચે જ† આરણ્યકા થઈ કે શું? વસ્તીમાં તો એનો પત્તો જ નથી!

[ **મનો૦** મ્હો મલકાવતી ] સખી! મહારાજનો આ બ્રાહ્મણમિત્ર તારા વિશે કંઈક કહે છે. માટે ધ્યાન દેઈને સાંભળિયે.

આરણ્યકા શરમાતી શરમાતી કાન માંડી સાંભળે છે.

[ **વિદૂ૦** ] મિત્રે‡ ખાનગીમાં કહ્યાથી હું વાસવદત્તા પદ્માવતી અને બીજી રાણીઓના મેહેલોમાં એ ફરી વળ્યો,

---

* મૂળમાં एव्व વધારે છે. † મૂળ आरण्णिआ सच्च एव्व संवुत्ता, કલ્પિત પાઠ आरण्णिआ सच्चं एव्व आरण्णिआ संवुत्ता. ‡ મૂળ अस्सत्थअणेण, કલ્પિત પાઠ वीसत्थअणेण.

પણ ત્યાં મેં એને ન દીઠી. ત્યારે અહીં એને પહેલાં દીઠી હતી તે વળૂંધો વાવે જોવા આવ્યો, તો અહીં પણ એ છે નહિ. હવે શૂં કરવૂં? મિત્ર તો કામજ્વરથી છેક બેહાલ બન્યા છે.

[ **મનો०** ] સાંભળ્યૂં કે, બહેન ?

[ **વિદૂ०** ફરી વિચાર કરી ] હંહાં, મિત્રે મને કહ્યૂં છે કે ખોળતાં એ ભાળ ન મળે, તો એના હાથના સ્પર્શથી બેવડાં શીતળ * બનેલાં કમળદળ વાવમાંથી લેતો આવજે. પણ એ જણાય કેમ તે ?

[ **મનો०** ] હાં, ઠીક લાગ છે. [ પાસે જઈ વિદૂષકનો હાથ ઝાલી ] ચાલો, ભટજી, થાઓ આગળ. આ ઘડી હૂં જણાવી દેઉં છૂં.

[ **વિદૂ०** મનમાં ડરતો ] કોને બાસાહેબને તૂં જણાવી દેઇશિ? પણ તે મેં કંઈ કહ્યૂં નથી.

[ **મનો०** ] ભડકો માં, ભટજી. આરણ્યકાની ખાતર

---

* મૂળ **द्विउणिअसुहसीअलाइं**, કલ્પિત પાઠ **द्विअणिअ सीअलाइं**.

તમારા મિત્રની દશા તમે કહી, તેથી પણ બેવડી માઠી દશા મહારાજની ખાતર મારી સખીની થઈ છે. આવો, જુઓ*.
[ બંને આરણ્યકા પાસે જાય છે. ]

[વિદૂ૦ હર્ષ સાથે સ્વગત ] અહા, મારી અથડામણુ નજરે પડી. [ પ્રગટ ] કલ્યાણ થાઓ તમારૂં. [ વિદૂષકને જોઈ શરમની મારી આરણ્યકા શરીર ઉપરથી કમળદળ કાઢી નાંખે છે.

[ **મનો૦** ] ભટજી ! †લો, આ તમારે કમળદળ. સખી પોતે એના શરીર ઉપરથી કાઢીને આપે છે. તમને દીઠાથી એને ટાઢક વળે છે.

[ **આર૦** આવેશથી ] જા રે જા, બટક બોલી ! તું કહે છે શું ? આ તારા વાચાળપણાથી હું લાજી મરૂં છું. [ બે હાથમાં મ્હો સંતાડે છે. ]

[ **વિદૂ૦** ચિંતાતુર બની ] કમળદળની વાત પછી. મને તો

---

* મૂળ તો **पेक्खह पेक्खह**, કલ્પિત પાઠ **पेक्खह**. † મૂળ **अणुगण्हादु**, કલ્પિત પાઠ **गेण्हदु**.

ફિકર થાય છે કે આમના મેળાપનો જોગ ખાશે શી રીતે? તારી સખી તો છેક જ લાજુલાડી—અરે લાજઢીલી છે.

[ **મનો૦** ક્ષણભર વિચાર કરી ] ભટજી, આમ કંઈ કરિયે. [ કાનમાં કહે છે. ]

[ **વિદૂ૦** મનોરમાના કાનમાં ]* ખાસૂં બેશ. તમે વેશ ધરી તૈયાર થાઓ. તેટલામાં હું મિત્રને લેઈ આવૂં છૂં. [ જાય છે. ]

[ **મનો૦** ] રીસે કેટલી બધી છે! હશે, ઊઠ હવે. પેલા નાટકનો અધૂરો રહેલો ભાગ આપણે ભજવવાનો છે. માટે આવ બહેન, નાટકશાળાએ જઇયે. [ કેટલાંક ડગલાં ચાલી ] આ નાટકશાળા આવી. ચાલો અંદર. [ પ્રવેશ કરી ] જો, જો, બહેન! બધી એ તૈયારી થઈ ગઈ છે. બાસાહેબનાં હવે પગલાં વાગે છે. આપણે બરાબર વખતસર છિયે.

એવે પરિજન સાથે રાણી વાસવદત્તા અને સાંકૃત્યાયની પ્રવેશ કરે છે.

---

* મૂળ **साहु पिअसहि साहु पिअसहि. [ अपवार्य ]।** કલ્પિત પાઠ **साहु साहु.**

[ **વાંસ૦** ] અહો, ભગવતી, શું તમારૂં કવિત્વ છે! તે તે ગૂઢ પ્રસંગ ઊપજાવી કાઢી તમે એવું તો સુંદર નાટક રચ્યૂં છે, કે આર્યપુત્રનૂં ચરિત્ર જાણીતૂં છતાં પણ * જાણે નવીન જ હોય તેમ કૌતુક ઉત્પન્ન કરી અમને અત્યંત અધીરાં બનાવે છે.

[ **સાંકૃ૦** ] રાજકુમારી! રૂડાના પ્રસંગનો જ એ પ્રતાપ છે. જુઓ.

[ ગાથા. ]

સાર મનાય અસારે મહાનના યોગના જ મહિમાએ;
ગજના શિરે વિરાજી રાખે શણગાર લેખાયે. ૧

[ **વાસ૦** મ્હો મલકાવી ] એ તો જાણિયે જ છિયે કે 'જમાઈ તે તો ચાંપલિયાનો છોડ જો.' હવે વાત રહેવા દેઈ નાટક જ જોવાય તો ઠીક.

[ **સાંકૃ૦** ] ઠીક ઠીક. ઈંદીવરિકા! ચાલો નાટકશાળાએ.

[ **ઈંદી૦** ] પધારિયે, બાસાહેબ.

સર્વે નાટકશાળાએ આવી પ્હોચે છે.

---

* મૂળ **સાણુમવં વિઞ**, કલ્પિત પાઠ **સાણુહવં વિ.**

[ **આરણ્ય૦** ] વાહ ! નાટકશાળા તો જોવા જેવી બની છે.

[ વસંતતિલકા. ]

સ્તંભે [1]સુવર્ણમય રત્ન કરે ઝગારા,
ઝૂલે જહીં [2]રુચિર તોરણુ મોતીં કેરાં;
ને અપ્સરા શીં [3]રમણી મહીં રમ્ય રાજે,
જેણે વિમાન સમ નાટ્યગૃહે વિરાજે ! ૨

[ **મનો૦** પાસે આવી ] ખમા બાસાહેબને.

[ **વાસ૦** ] મનોરમા ! સંધ્યાકાળ વીત્યો છે. માટે જાઓ, તમે બે વહેલાં વહેલાં શણુગાર સજો.

[ **મનો૦** ને **આર૦** ] તૈયાર, બાસાહેબ.

[ **વાસ૦** ] આરણ્યકા ! જો, આ મારા અંગનાં [4]આભૂષણુ છે. લે; એ તૂં પડદા પાછળ જઈ ધારણુ કર. [ ઊતારી

---

૧ સોનાના. ૨ સુંદર. ૩ ખેલ ભજવનારી સ્ત્રીઓ. ૪ ઘરેણાં.

આપે છે. ] અને મનોરમા ! તને આ ઇંદીવરિકા [1]આભરણ આપે છે. તે તું પહેર. નલગિરિ હાથીને વશ કર્યો ત્યારે એ આભરણો પિતુશ્રીએ [2]આર્યપુત્રને પ્રસન્ન થઈ આપ્યાં હતાં. જો, બધાં એ એમ જ કહે કે આ તો વત્સરાજ જ છે એવી તાલમેલ પડદા પાછળ જઈ કરજે.

આભરણ લેઈ મનોરમા અને આરણ્યકા જાય છે.

[ ઇંદી૦ ] આ આસને બિરાજિયે બાસાહેબ.

[ વાસ૦ ] ભગવતી પણ બિરાજિયે.

સૌ પોતપોતાને સ્થાનકે બેસે છે. એવે વાસવદત્તાહરણ નાટકનો કંચુકી પ્રવેશ કરે છે.

[ કંચુ૦ ]

[ આખ્યાનકી. ]

[3]જરા વિશે હું રહી [4]દંડ ધારી

---

૧ ઘરેણાં. ૨ રાજા વત્સરાજ. રાણી આ શબ્દથી હમેશાં રાજા વિશે બોલે છે. ૩ (અ) ઘડપણ; (આ) ન્હાની ન્હાની બાબતો. ૪ (અ) લાકડી; (આ) શિક્ષા.

પદે પદે [1]ઠોકર લૈ નિવારી
નરેશની પૂરણ નીતિ સાહી
રાખૂં વ્યવસ્થા [2]રણવાસ માંહી. ૩

સર્વ શત્રુઓની સેનાઓનો જેમણે ગર્વ ઊતાર્યો છે એવા યથાર્થ નામના મહારાજા મહાસેનની આજ્ઞા છે, કે સર્વ અંતઃપુરમાં જાહેર કરવું જે આવતી કાલે કામવનમાં અમે *વીણામહોત્સવ રાખ્યો છે; ત્યાં ઉત્સવમાં શોભે એવો ઉજ્જવળ વેષ સજેલા [3]પરિજન સાથે સૌ પધારશો.–

---

* મૂળ उदयनोत्सवं, કલ્પિત પાઠ उपवीणनोत्सवं.

---

૧ (અ) ઠેશ; (આ) અપરાધ. ૨ (અ) રાજાનું અંતઃપુર; (આ) વસ્તી વગરનૂં જંગલ અને વસ્તીવાળો દેશ. 'હોદ્દાની રૂએ હું હાથમાં દંડ રાખૂં છૂં. તેણે કરીને જરા એટલે વૃદ્ધાવસ્થામાં ડગલે ડગલે ઠોકરથી બચી જાઉં છૂં ને અંતપુરમાં બધે ફરતો રહી બરાબર બંદોબસ્ત રાખૂં છૂં. એ રહેણી હૂં રાજાઓ પાસેથી શીખ્યો છૂં. એઓ પણ જરા જરામાં દંડ એટલે શિક્ષા ઠરાવી રાખે છે. તેથી ડગલે ડગલે પ્રજા ઠોકરથી બચી જાય છે. વળી તેઓ વસ્તીમાં તેમ જ જંગલમાં બધે તે તે અધ્યક્ષ દ્વારા જોતા રહી પૂરેપૂરો બંદોબસ્ત રાખે છે.' ૩ દાસદાસીઓ.

[ **સાંકૃ૦** કંચુકી તરફ આંગળી કરી ] જુઓ, ખેલ શરૂ થયો, રાજકુમારી.

[ **કંચુ૦** ] પરંતુ 'પરિજન સાથે સૌ પધારશો' એટલું જ કહીશ તો બસ થશે. 'ઉત્સવમાં શોભે એવો વેષ સજેલા' કહેવાનું કારણ નથી. શાથી જે

[ શાર્દૂલવિક્રીડિત. ]

વાજે ઝાંઝર પાય; [1]રત્નરસના ગાજે [2]નિતંબે [3]ધને;
કાંડે કંકણ, કોણીએ કટક ને કાને ઝગે કુંડળે;
ભ્રાજે [4]સ્વસ્તિક મસ્તકે; મણિમયી માળા વિરાજે સ્તને;
રૂડે દાસી રણવાસની સરવદા વેષે જ એ ઊજળે. ૪

કામ કંઈ ભારે નથી. માત્ર મહારાજની આજ્ઞા, એટલે મને ફરમાશ કરવામાં આવી છે. અસ્તુ. રાજકુમારીને કહેવાનો જે બીજો સંદેશો, તે તો હું પ્રથમ તેમને નિવેદન કરતો જાઉં. [ કંઈક આગળ જતાં ] આ કુમારી વાસવદત્તા સંગીત-

---

૧ રત્નજડિત કંદોરો. ૨ પૂંઠ. ૩ પુષ્ટ. ૪ ચાકની પેઠે સાથિયાની આકૃતિનું માથાનું ઘરેણું.

બાળાએ પધારે. એમની પૂંઠે કાંચનમાલા છે. તેના હાથમાં વીણા છે. એમને સંદેશો કહૂં ત્યારે.

પછી વાસવદત્તાના વેષમાં આરણ્યકા અને વીણા સહિત કાંચનમાલા પ્રવેશ કરે છે.

[ **આર૦** ] સખી કાંચનમાલા! વીણાચાર્ય તો હજુ એ ન આવ્યા. કેમ વાર થઈ એમને ?

[ **કાંચ** ] [1]રસ્તામાં તેમને એક ચળેલ ભેગો થયો, તેને એ જોવા રહ્યા છે. એની બોલીમાં કોણ જાણે શું એ કૌતક એમને લાગ્યૂં છે! તે રસથી એના બોલ સાંભળે છે ને ખડખડ હસે છે.

[ **આર૦** તાળી દેઈ હસતી ] ઠીક, ઠીક. *કહ્યૂં છે ને, **एसे को मिले तेसे** ! બે એ ઘેલે ઘેલા.

[ **સાંકૃ૦** ] રાજકુમારી. આનૂં રૂંઉં અહો તમારા જેવૂં

---

* મૂળ पुच्छदि, કલ્પિત પાઠ वुच्चदि.

---

1 ઉન્મત્તકપ્રસંગ બાબત જુઓ कृ.स.सा.।४।२८,५२–७४।

જ છે. તેથી કરીને એણે તમારો વેષ લીધો છે તે જરૂર ખીલી નીકળશે.

[ કંચુ૦ આરણ્યકાની પાસે આવી ] બાસાહેબ ! મહારાજની આપને આજ્ઞા છે, કે આવતે કાલે તમારે અમને વીણા સંભળાવવાની છે. માટે તાર ચઢાવી સજ થઈ રહેજો. જરૂર, ચૂકશો નહિ.

[ આર૦ ] ત્યારે તો આર્ય વહેલા વહેલા વીણાચાર્યને મોકલતા જાઓ.

[ કંચુ ] સારૂં. વત્સરાજને મોકલૂં છું. [ જાય છે. ]

[ આર૦ ] કાંચનમાલા ! [1]ઘોષવતી લાવ તો. હૂં એના તાર જરા ચઢાવી જોઊં.

કાંચનમાલા વીણા આપે છે. આરણ્યકા ખોળામાં લેઈ તાર ચઢાવે છે. એવે રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે.

[ રાજા ]

---

1 વત્સરાજની વીણાનૂં નામ.

[ શાર્દૂલવિક્રીડિત. ]

તાપે દેહ તપાવતો પ્રથમ જે, તે ચંદ્ર બાળે નહીં;
દાહે જે કરમાવતા અધર, તે શ્વાસે પ્રજાળે નહીં.
ચિત્તે શૂન્ય પ્રસન્ન છે! તન હતું બ્હીલૂં, ફૂલ્યૂં તે સહી!
માણંતાં સુખના મનોરથ વહે દૂભે ન દુઃખે દહી. ૫

મિત્ર! મનોરમા શૂં કહેતી હતી?

[ વિદૂ૦ ] એ એમ કહેતી હતી, કે 'સખી મહારાજની દૃષ્ટિએ પણ પડવા ન પામે એવો સખત જાપતો બાસાહેબે કર્યો છે. છતાં મળવૂં હોય તો એક ઉપાય છે. આજ રાતે બાસાહેબ સમક્ષ અમારે વાસવદત્તાહરણ નાટક ભજવવાનૂં છે. આરણ્યકાને વાસવદત્તાનો અને મારે વત્સરાજનો વેષ લેવાનો છે. તો મહારાજ આવે અને પોતે જ પોતાનો વેષ ભજવે, જેથી સહેજે સમાગમનૂં સુખ મળશે. *પોતાનૂં જ ચરિત્ર છે, એટલે કંઈ શીખવા શીખવવાનૂં છે નહિ.'

[ રાજા ] આ તૂં સાચૂં કહે છે?

---

* મૂળ तच्चरितेनैव सर्वं शिक्षितव्यम्, કલ્પિત પાઠ तच्चरितं तेन नैव शिक्षितव्यम्।.

[ વિદૂ૦ ] વિશ્વાસ આવતો ન હોય, તો હું રહ્યો. આ મનોરમા તમારો વેષ ધરી ઊભી છે, તેને જઈને પૂછી જૂઓ.

[ રાજા મનોરમા પાસે જઈ ] મનોરમા ! આ કહે છે, તે ખરૂં છે ?

[ મનો૦ ] હા, મહારાજ. વ્હેલા વ્હેલા આ આભૂષણ પહેરી લીજિયે.

રાજા આભૂષણો પહેરે છે.

[ વિદૂ૦ ] રાજા દાસીના નચાવ્યા નાચે તે પણ અહો કાર્યનો મહિમા સ્તો !

[ રાજા ] મૂર્ખા ! ન હોય આ પરિહાસનો સમય. જા તૂં અહીંથી છાનોમાનો, બેસ મનોરમા સાથે ચિત્રશાળામાં; ને અમે કેવૂં નાટક ભજવિયે છિયે, તે ત્યાં રહ્યો રહ્યો જો.

વિદૂષક અને મનોરમા જાય છે.

[ આર૦ ] કાંચનમાલા ! મારે તને પ્રથમ કંઇક પૂછવું છે. વીણા પછી સારીશ.

[ રાજા આભરણ પહેરી લેઈ ] હમણાં પ્રસંગ કયો ચાલે છે તે એકવાર જાણી લેઉં. [ કાન માંડી સાંભળે છે. ]

[ કાંચ૦ ] પૂછિયે, બાસાહેબ.

[ આર૦ ] પિતાજી સાચે જ શું એમ કહેતા હતા, કે વત્સરાજ વીણાના પ્રયોગથી મને રંજિત કરે ને બંધનથી છૂટે* ?

[ રાજા ઉપરણાને છેડે ગાંઠ બાંધતો એકાએક પ્રવેશ કરી ] બરાબર, એ વાતમાં લગારે ફેર ન પડે.

[ ગાથા. ]

ચકિત કરી દઈ સૌને પ્રદ્યોત સમેત કોમળ કળાએ
†વાસવદત્તાને આ હરૂં જ હૂં, વાર ન જરા એ. ૬

યૌગંધરાયણે ઘાટ ગોઠવી જ રાખ્યો છે.

---

* મૂળ मुंचेमित्ति, કલ્પિત પાઠ मुंचदित्ति. † મૂળ वासवदत्तामपहरामि न चिरादेव प्रयाम्यहम् ।, કલ્પિત પાઠ न चिरादेवैषोऽहं वासवदत्तामपहरामि ।.

[ **વાસ**૦ એકદમ ઊભી થઈ ] જય જય, આર્યપુત્ર !,

[ **રાજા** સ્વગત ] દેવીએ મને ઓળખ્યો ! ગજબ થયો તો !

[ **સાંકૃ**૦ મ્હો મલકાવી ] સાંસતાં થાઓ, રાજકુમારી. આ તો ખેલ છે.

[ **રાજા** હર્ષ સાથે સ્વગત ] હાશ, હવે જીવમાં જીવ આવ્યો.

[ **વાસ**૦ ક્ષોભ હસી વાળી આસને બેસતાં ] હંહાં, આ તો મનોરમા છે. મેં તો જાણ્યું કે એ આર્યપુત્ર છે. શાબાશ, મનોરમા, ખુબ કરી.

[ **સાંકૃ**૦ ] રાજકુમારી ! મનોરમાએ તમને ભૂલ ખવાડી, તે બરાબર જ છે. હું તો જોયા જ કરૂં છું, કે

[ શાર્દૂલવિક્રીડિત. ]

શું એ રૂપ નચાવતું ઉર અહો ! શો વેષ એ સુંદરે !
શી લીલા રમણીય એ ! ઘન સમો ગંભીર શો એ સ્વરે !

શી એ મત્ત ગજેંદ્ર તુલ્ય ગતિ છે! શો એ પ્રતાપે [1]સ્ફુરે!
ખેલાડી ખરી એ. રજે રજ લહું વત્સેશ આ તો ખરે! ૭

[ વાસ૦ ] આર્યપુત્ર મને વીણા શીખવતા હતા, ત્યારે તેમને પગે બેડી હતી. માટે, અલી ઇંદીવરિકા, જા, આ નીલ-કમળની માળાની *બેડી એમને પગે પહેરાવ.

વાસવદત્તા માથેથી માળા ઊતારીને આપે છે. તેની બેડી રાજાના પગમાં નાંખી ઇંદીવારકા પોતાને સ્થાનકે આવીને બેસે છે.

[ આર૦ ] કાંચનમાલા! કહે ને, કહે ને. સાચે જ પિતાજી શું એમ કહેતા હતા, કે વત્સરાજ વીણાના પ્રયોગથી મને રંજિત કરે ને બંધનથી †છૂટે?

[ કાંચ૦ ] સાચે, એમ જ કહેતા હતા. માટે, બાસાહેબ, તમે એવો તાલ મેળવો કે જેથી તમે વત્સરાજને મન વસો.

---

* મૂળ ણિઅલિ, કલ્પિત પાઠ ણિઅલં. † મૂળ મુચ્ચેમિત્તિ, કલ્પિત પાઠ મુચ્ચેદિત્તિ.

---

૧ પ્રકાશે છે.

[ રાજા સ્વગત ] વાહ ! અમારા મનમાં હતું, તે જ કાંચનમાલાએ કહ્યું.

[ આર૦ ] ત્યારે તો હું જીવ રાખીને પૂરા ભાવથી વગાડું. [ ગાથા ગાઈ વીણા વગાડતી. ]

[ ગાથા. ]

*[૧]ઘટમાં [૨]ઘનબંધનની અટકથકી [૩]રાજહંસ ખટક થવે
જાવા હાવાં વ્હાલા વાસે નિજ [૪]માનસે ચિંતવે. ૮

* મૂળ घणबन्धणसंरुद्धं गअणं दट्ठूण माणसं एदुं । अहिलसइ राअहंसो दइअं घेऊण अप्पणो वसइं ॥, કલ્પિત પાઠ घणबन्धणसंरूद्धं गअणं दट्ठूण माणसे एण्हि । अहिलसइ राअहंसो दइअं उण अप्पणो वसइं ॥.

૧ મન. ૨ (અ) વાદળાંનો ઘેરાવો; (આ) સખત કેદ. ૩ (અ) રાજહંસ પક્ષી; (આ) ઉત્તમ રાજા વત્સરાજ. ૪ (અ) માનસરોવર; (આ) ચિત્ત. તાજી ગયેલી વર્ષા ઋતુના સ્મરણની આ ગાથા છે. 'ચારે પાસથી ચડી આવતાં જાડાં વાદળાં આકાશને ઘેરી લેશે તો દિશા એ નહિ સૂઝે ને રોકાઈ રહેવું પડશે એ વાત હૃદયમાં

[ મનો૦ વિદૂષક ઝોકાં ખાય છે તેને ઢંઢોળતી ] ભટજી! જુઓ, જુઓ, સખી વીણા વગાડે છે.

[ વિદૂ૦ ગુસ્સાભેર ] દાસીની જણી! મને તારે પણ, કેમ, સૂવા નથી દેવો? પ્રભુ, તોબા! જ્યારથી મિત્રે આરણ્યકાને જોઈ છે ત્યારથી ઊંઘ ખોઈ છે તેમણે અને મેં. નથી દહાડે જંપાતું ને નથી રાતે ઊંઘાતું. ચાલ રામ, બીજે જઈ જરા આડો થાઊં. [ જઈ સૂઈ રહે છે. ]

[ આર૦ બીજી ગાથા ગાતી ને વીણા વગાડતી ]

---

ખટકવાથી રાજહંસ પોતાનું વ્હાલું રહેઠાણ જે માનસરોવર ત્યાં હાલહાલ ઊપડી જવાનો વિચાર કરે છે.' આ ગાથામાં પ્રદ્યોત મહાસેનને ત્યાં કેદમાં પડેલા વત્સરાજના વૃત્તાંતનો ધ્વનિ પણ કવિએ સમાવ્યો છે. 'સખત બેડીનો અટકાવ એ ઉત્તમ રાજાના હૃદયમાં ખટકે છે. તેથી તે પોતાનું વ્હાલું રહેઠાણ જે કૌશાંબી ત્યાં ભાગી જવાનો મનમાં ઘાટ ઘડે છે.' ઉપરાંત આ ગાથા વત્સરાજે સાથે આવવા નિમંત્રેલી વાસવદત્તાનું અનુકૂળ વલણ સૂચવતું પતાકાસ્થાનક પણ છે. 'ઉત્તમ રાજાને સખત બંધન વેઠવા વારો આવ્યો છે. કેદનું રોકાણ તેના હૃદયમાં ખટકે છે. તેથી વ્હાલા હવે પોતાને અવાસે જવાનો મનમાં સંકલ્પ કરે છે.'

[ ગાથા. ]

લાગી રઢ; ધુની જાગી રાગની; બની કામ [1]વામથી વિધુરી
મધુરી [2]બદ્ધ મધુપની ઝાંખી ઝંખી ઝૂરે ભ્રમરી. ૯

[ રાજા એકદમ પાસે જઈ ] ધન્ય છે, રાજપુત્રી ! શું સરસ ગાયૂં વજાવ્યૂં !

[ શાર્દૂલવિક્રીડિત. ]

[3]ખંતે વ્યંજન ધાતુની દશ વિધે ખુબી ખરી ખીલવી;
પેરે મધ્યવિલંબિતદ્રુત લયે ત્રેધા લીધો પાલવી;
ગોપુચ્છાદિક જાળવી યતિ વળી, શાસ્ત્રે જુદી જે કહી;
ને તત્ત્વાદિક ચારુ વાદ્ય વિધિ એ જુક્તે જમાવ્યો સહી.૧૦

---

૧ વસમો. ૨ કમળમાં કેદ પૂરાયલો. કમળમાં પૂરાયલા ભમરાની મીઠી ઝાંખી ઝંખતી ભમરીની આ અન્યોક્તિ છે. એમાં બંધનમાં પડેલા વત્સરાજનો વાસવદત્તાને કેવો મોહ લાગ્યો છે, એ તેનામાં કેવી આસક્ત બની છે અને પ્રેમાતુર ચિત્તથી તેના મધુર દર્શનની કેવી અધીરી થઈ રહી છે, તેનો ધ્વનિ છે.
૩ ખુલાસા સારૂં પરિશિષ્ટ જુઓ.

[ **આર૦** વીણા છાતી સરસી રાખી આસનથી ઉભી થઈ જઈ સ્નેહભરી દૃષ્ટિથી ] અહો, આચાર્ય. નમસ્કાર, ગુરુજી, વાસવદત્તાના.

[ **રાજા** હસતે મ્હોએ ] કલ્યાણ, કલ્યાણ! રાજપુત્રી! અંતઃકરણથી હું જે ઇચ્છું છું, તે સુખ તમે પામો.

[ **કાંચ૦** આરણ્યકાના આસન તરફ હાથથી ] અહીં જ બિરાજિયે, આચાર્ય.

[ **રાજા** આસને બેસતાં ] રાજપુત્રી ક્યાં બેસશે?

[ **કાંચ૦** મ્હો મલકાવી ] અબઘડી જ તમે પ્રસન્ન થઈ આસાહેબની હુંશિયારીની પ્રશંસા કરી. તે જોતાં એ [1]આ-ચાર્યપીઠને યોગ્ય* ગણાય; કેમ નહિ?

[ **રાજા** ] ખરૂં, ખરૂં. એ યોગ્ય છે જ. આવો, અહીં

---

* મૂળ **अरुहदि**, કલ્પિત પાઠ **अरुहा**.

---

૧ (અ) આચાર્યનું આસન; (આ) માનવંત આચાર્ય.

બેસો, રાજકુમારી*.

આરણ્યકા કાંચનમાલાના મ્હો સામૂં જુએ છે.

[ **કાંચ૦** મ્હો મલકાવી ] બિરાજિયે, બાસાહેબ. શો વાંધો છે? તમે માનપાત્ર શિષ્યા છો.

આરણ્યકા શરમાતી શરમાતી બેસે છે.

[ **વાસ૦** કંપારી સાથે ] †ભગવતી! આ તો નવો જ બુટ્ટો જણાય છે. તે વખતે આર્યપુત્ર ને હૂં એક આસને બેઠાં ન હતાં.

[ **રાજા** ] રાજપુત્રી! ફરી વીણા બજાવશો. હૂં સાંભળવા ઇચ્છૂં છૂં.

[ **આર૦** હસતે મ્હોએ કાંચનમાલાના સામૂં જોઈ ] ક્યારની વીણા વગાડી થાકી ગઈ છૂં. મારી આંગળીઓ હવે કહ્યૂં કરતી નથી. તેથી લાચાર છૂં.

---

* મૂળ **अर्हेयमर्धासनस्य । राजपुत्रि स्थीयताम् ।**, કલ્પિત પાઠ **अर्हेयमासनस्य । राजपुत्रि आस्यताम् ।**. † મૂળ **भअवदिए अहिअं कप्पिदं कव्वं, ।**, કલ્પિત પાઠ **भअवदि एदं अहिअ कप्पिदं ।**

[ **કાંચ૦** ] હા ને, બાસાહેબ થાકી ગયાં છે. જુઓ, જુઓ, ગુરુજી, એમને લમણે ને કપાળે પરસેવો વળ્યો છે અને એમનાં આંગળાં ધ્રૂજે છે. ઘડીક આરામની જરૂર છે.

[ **રાજા** ] કાંચનમાલા ! તૂં ખરૂં કહે છે. [ રાજા આરણ્યકાનો હાથ, દબાવવાના મિષે, પોતાના હાથમાં લેવાનૂં કરે છે. આરણ્યકા ખેંચી લે છે. ]

[ **વાસ૦** આંખે કાતરિયાં નાંખતી ] *ભગવતી! આ પણ કોઈ નવો બુટ્ટો છે. મારે એ કાંચનમાલાનૂં નાટક ન જોઇયે.

[ **સાંકૃ૦** જરા હસતે મ્હોએ ] રાજપુત્રી ! મારૂં જ નાટક છે આ, એમાં અજુગતૂં કાંઈ નહિ જુઓ†.

[ **આર૦** ભંમર ચઢાવી ] જા, બસ, કાંચનમાલા ! એવૂં એવૂં કહે છે, તે તૂં મને અકારી લાગે છે.

[ **કાંચ૦** ] અકારી હોઉં, તો હૂં મારે આ ચાલી. [જાય છે.]

---

* મૂળ **भअवदि अहिअं एदं वि तुए किदं ।**, કલ્પિત પાઠ **भअवदि अहिअं एदं वि।** † મૂળ **ईदृशमेव**, કલ્પિત પાઠ **सदृशमेव.**

[ **આર૦** ગાભરી ગાભરી ] **રહે**, કાંચનમાલા, રહે. જઈશ નહિ. હું હાથ નથી ખેંચી લેતી. થયૂં ?

[ **રાજા** આરણ્યકાનો હાથ હાથમાં લેઈ ]

[ સ્રગ્ધરા. ]

આ તે શૂં ઓસકેરા કણથી કમળનો [1]કોષ શીળો સુહાવે ?
*ન્હાણાની ઠંડમાં એ ઠરી જલજ મહા [2]મોદ ના આ મચાવે.
સીંચે છે પાંચ, સાચે, [3]હિમકર હિમ આ ! ન્હોય; તે તો દહે છે.
જાણ્યૂં, જાણ્યૂં. રસીલી ! તુજ કર જ અમી [4]સ્વેદરૂપે ઝરે છે. ૧૧

અહાહા !

[ ગાથા. ]

આ તવ કર અલબેલી ! રેલંતો રેલછેલ રાગ ઉરે
કુમળી પ્રવાળકેરી ડાંખલડીની ઝલે ય હરે. ૧૨

---

* મૂળ **ह्रादित्वं नास्य मन्ये सदृशम्** ।, કલ્પિત પાઠ **ह्रादित्वं त्वस्य मन्येऽसदृशम्.**

---

૧ દોડો. ૨ આનંદ. ૩ ચંદ્ર. નખમાં ચંદ્રનો આરોપ છે. ૪ પરસેવા રૂપે.

[ **આર૦** સ્પર્શ થતાં ] ઓ રે, આ મનોરમાના સ્પર્શથી મારા શરીરમાં કંઇક થાય છે !

[ **વાસ૦** હડપ ઉભી થઈ ] ભગવતી જુઓ એઠાં એઠાં. મારાથી તો આવું અજૂગતૂં નહિ જોયૂં જાય.

[ **સાંકૃ૦** ] રાજકુમારી ! એમાં વાંધા ભરેલૂં શૂં છે ? ગંધર્વવિવાહ તો શાસ્ત્રમાં પણ કહ્યો છે. જોવા જેવૂં છે; અજુગતૂં નથી. માટે અધવચ રસભંગ કરી જવૂં ઘટતૂં નથી.

વાસવદત્તા ચાલવા માંડે છે.

[ **ઇંદી૦** આગળ નજર જતાં ] બાસાહેબ, જુઓ તો ખરાં. ચિત્રશાળાના બારણામાં પાડા જેવો પડ્યો પડ્યો વસંતક ઘોરે છે !

[ **વાસ૦** ધારીને જોઈ ] છે તો વસંતક જ. ત્યારે તો આર્યપુત્ર પણ અહીં હોવા જોઇયે. રહો. એને જગાડિયે ને પૂછિયે. [ જગાડે છે. ]

[ **વિદૂ૦** ઝબકી ઉઠી આંખો ચોળતો ] કેમ ? મનોરમા !

મિત્ર પરવારીને આવ્યા કે હજુ નાટક ભજવે છે?

[ **વાસ**૦ ચમકી ખેદ સાથે સ્વગત ] શું આર્યપુત્ર નાટક ભજવે છે? [ પ્રગટ ] *મનોરમા ક્યાં છે!

[ **વિદૂ**૦ ] એમ કેમ કહો છો? માંહ્ય, ચિત્રશાળામાં છે.

[ **મનો**૦ ચમકી સ્વગત ] અરેરે! ભટજીએ તો ઓધો બાળ્યો! બાસાહેબે કહ્યું કંઇ ને મૂરખો સમજ્યો કંઇ! માર્યા તો!

[ **વાસ**૦ મ્હો મચકોડી ] વાહ! મનોરમા! ખેલ તો ઠીક ખેલી, હો.

[ **મનો**૦ ધ્રૂજતી પગે પડી ] બાસાહેબ, બાસાહેબ! મારો તલભારે વાંક નથી. હું શું કરૂં? આ દુષ્ટ મારે મૂળે બેઠો. એણે મને આંતરી મારી પાસેથી બધાં આભૂષણ પડાવી લીધાં; અને બારણામાં આડા પડી મને રોકી રાખી. મેં

---

* મૂળ मणोरमा दाणिं कहिं, કલ્પિત પાઠ मणोरमा कहिं।

બૂમો તો ઘણી એ પાડી. પણ *નરઘાંના નાદમાં મારી પીપૂડી કોણ સાંભળે ?

[ **વાસ૦** ] ચાલ, ઊઠ. હું સમજી. આરણ્યકાના મેળાપના નાટકનો સૂત્રધાર તો ત્યારે ભટજી જ જણાય છે.

[ **વિદૂ૦** ] આંહાં. હું શો ? આરણ્યકા શી ? તમે જ જરા વિચારો ને, બાસાહેબ !

[ **વાસ૦** ] જુએ છે શું ? મનોરમા ! બાંધ એને કચકચાવીને, અને લાવ મારી પાછળ. જોઇયે એનૂં નાટક.

[ **મનો૦** સ્વગત ] મારો જીવ તો તાળવે ટાંગ્યો'તો. હાશ, હવે હેઠો બેઠો. [ વિદૂષકના હાથ બાંધતાં પ્રગટ ] લે, લેતો જા, દુષ્ટ, તારાં કૂડાં કરતવનાં ફળ.

[ **વાસ૦** ધસમસી રાજા પાસે જઈ ] ખમા આર્યપુત્રને, અલાબલા દૂર થાઓ ! [ પગમાંથી નીલકમળની માળાની બેડી

---

† મૂળ **मुकुलाणिग्घोसन्तारिओ**, કલ્પિત પાઠ **पुकुलराणिग्घोसन्तारिदो**.

તોડી નાંખી ] માફ કરજો, મનોરમા ધારીને મેં તમારે પગે ફૂલની બેડી નખાવી તે માટે.

આરણ્યકા ચમકે છે ને વેગળી ખસી જાય છે.

[ **રાજા** એકદમ ઊભો થઈ વિદૂષક અને મનોરમા ભણી દૃષ્ટિ ફેરવી સ્વગત ] અરે ! દેવી ભેદ પામી ગયાં દેખાય છે ! [ મૂઝવણમાં પડે છે. ]

[ **સાંકૃ૦** આમ તેમ નજર ફેરવી *સ્વગત ] અહા, આ તો કંઈ ઓર જ ખેલ છે ! અમારો અહીં ઊભા રહેવાનો ધર્મ નથી. [ ખસી જાય છે. ]

[ **રાજા** સ્વગત ] આજના રોષનો ડોળ કોઈ ઓર છે. આ પ્રસંગમાં કઈ રીતે દેવીને મનાવવાં ? મારી તો બુદ્ધિ હારી જાય છે. [ વિચાર કરી ] હાં, આમ કરૂં. [ પ્રગટ ] દેવી ! રોષ વિસારિયે.

[ **વાસ૦** ] હૂં ક્યાં રોષે ભરાઈ છૂં ? આર્યપુત્ર !

---

* મૂળ **सस्मितम्**, કલ્પિત પાઠ **स्वगतम्**.

[ **રાજા** ] કેમ નથી રોષે ભરાયાં ?

[ શાર્દૂલવિક્રીડિત. ]

ભાળો છો મધુરૂં, તથાપિ તમ આ રાતાં બન્યાં નેન છે.
બોલો મીઠૂં, પરંતુ ગદ્દગદ નરાં દીસે વળી વેણ છે.
લો છો શ્વાસ ભલી વિધે, [1]તદપિ આ છાતી ક્યમે ઊછળે.
યત્નો સ્પષ્ટ છતાં છતો થઈ જતો આ કોપ કો ના કળે ?

*માટે રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે.

[ **વાસ૦** પૂંઠે ઊભેલી આરણ્યકાને ] જો, અલી આરણ્યકા, તને ખીજી જાણી આર્યપુત્ર 'રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે' કહે છે. આથી ખસી ગઈ છે તે, જા, ભરા એમની સોડમાં. [ હાથ ઝાલીને ઢસડે છે. ]

[ **આર૦** ભયે શિયાવિયા બની જઈ ] હેં ! હેં ! હું કાંઇ નથી જાણુતી.

* મૂળમાં અહીં [ पादयोर्निपत्य ] એટલૂં વધારે છે; તેમ પ્રિયે શબ્દ છે નહિ.

૧ તોપણ.

[ વાસ૦ ] ખરૂં રતો ! [1]આરણ્યકા ! *તું શાની જાણે ? ફિકર નહિ, હવણાં જાણીશ. અલી ઇંદીવરિકા ! બાંધ આને.

ઇંદીવરિકા આરણ્યકાને બાંધી કેદ કરે છે.

[ વિદૂ૦ ] વ્હેમ શિદ ખાઓ છો, બાસાહેબ ? આ તો ખોટખોટો ખેલ જ છે; ને તે પણ મિત્રે પોતે આવીને ભજવ્યો, તે તમને કૌમુદીમહોચ્છવમાં આનંદ ઊપજાવવાની ઊમેદથી જ.

[ વાસ૦ ] આ તમારાં ઊંડાળાંગૂંડાળાં વિચારૂં છું ને મને હસવું આવે છે.

[ રાજા ] દેવી ! તમે બીજું મનમાં ન આણો. અમે ખરૂં જ કહિયે છિયે.

[ શાર્દૂલવિક્રીડિત. ]

* મૂળ कहं ण आणासि ।, કલ્પિત પાઠ कहं णु जाणासि ।.

૧ જંગલમાં રહેનારી, અર્થાત્ ભોળી, એવો ધ્વનિ છે.

શાને [1]આસ્યશશી કલંકિત કરો [2]ભ્રૂભંગથી વ્યર્થ હા ?
ઓઠે ફોગટ [3]બંધુજીવ સરિખો શે ફફ્ડાવો હહા ?
કંપંતા [4]કુચભારથી લચી જતી પીડો કટી*કાં વૃથા ?
કીજે મ્હેર; ખરે, હું ખુશ કરવા ખાંતે રમ્યો ખેલ આ. ૧૪

રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે. [ પગે પડે છે. ]

[ **વાસ૦** ] અલીઓ, ચાલો, ખેલ રમાઈ રહ્યો. અંદર જઈયે [ પરિજન સાથે વિદૂષક અને આરણ્યકાને લેઈ ચાલી જાય છે. ]

[ **રાજા** ] દેવીએ રીઝ ન ધરી તે ન જ ધરી ને એ ચાલ્ય ગયાં પ્રિયાને લેઈને. અફસોસ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

---

* મૂળ પુનઃ **खिद्यत**, કલ્પિત પાઠ **कथं खिद्यते.**

---

૧ મુખરૂપી ચંદ્ર. ૨ ભવાં મરોડવાં તે. ૩ બપોરિયૂં. ૪ છાતીનોભાર.

[1]મોતિયા થઈ એકનાં [2]દ્રય ભવાં રોષે વળ્યાં બેવડાં;
ત્રાસે [3]લોલ મૃગી સમાં અવરનાં નેત્રો બન્યાં બાવરાં;
દેવી ને દયિતાનૂં એવૂં મુખડૂં ભાળૂં ભયે ભારી ને
ચિંતાએ અતિ અંતરે કંઈ કંઈ થાયે, ન વેઠાય મેં. ૧૫

હવે તો શયનગૃહમાં જઈ એકાંતમાં દેવીને મનાવવાનો ઉપાય શોધી કાઢું.

રાજા જાય છે.



૧ પરસેવાનાં મોતી જેવાં ટીપાં. ૨ બે. ૩ ચંચળ, અસ્થિર.

# પ્રિયદર્શના.

---

## અંક ૪.

---

### પ્રવેશક.

એક તરફથી મનોરમા પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર.

[ **મનો૦** ચિંતાતુર ચ્હેરે ] દેવીનું રૂસણું તો, ઓ બા રે, બહુ લાંબું. *આટલા વખતથી સખી કેદમાં સડે છે, છતાં હજુ એ એમનું મન કુણું થતું નથી. [ આંસૂ સાથે ] એ બિચારીને મહારાજના દરસનના સાંસાનું જ દુઃખ છે. કેદનાં કષ્ટને તો એ લેખવતી પણ નથી. આજે એ વિરહદુઃખની મારી આપઘાત કરતી હતી. પણ સવેળા હું જઈ પ્હોચી અને એના હાથ ઝાલ્યા. હકીકત ભટજીને કહી છે, તેથી

---

* મૂળમાં કહ્યું વધારે છે.

એ મહારાજને કાને પ્હોચ્યા વિના નહિ રહે. હવે હું વહેલી વહેલી સખી પાસે જાઊં.

એવે બીજી તરફથી કાંચનમાળા પ્રવેશ કરે છે.

[ **કાંચ૦** ] શોધી શોધીને થાકી, પણ ભગવતી સાંકૃત્યાયનીનો પત્તો લાગ્યો નહિ. લાવ, *આ મનોરમાને પૂછું. [ પાસે જઈ ] મનોરમા! વારૂ ભગવતી સાંકૃત્યાયની તેં ક્હીં દીઠાં ?

[ **મનો૦** આંખો સાફ કરતી ] સખી! દીઠાં છે તો ખરાં. પણ તારે તેમનું શું કામ છે ?

[ **કાંચ૦** ] સખી! આજે માજીસાહેબ અંગારવતીનો કાગળ આવ્યો છે. તે વાંચતાં જ આંખમાં ઝળઝળિયાંની સાથે બાસાહેબની છાતી ભરાઈ આવી, અને એવો ડૂમો બાઝયો કે તે ક્યમે શમતો નથી. તે ભગવતી આવીને શમાવે, એટલા માટે તેમને હું શોધું છું.

---

* મૂળમાં વિ વધારે છે.

[ **મનો૦** ] સખી ! એવું શું કાગળમાં લખ્યું છે ?

[ **કાંચ૦** ] અરે, એમાં તો એમ લખ્યું છે, કે 'તારા માસા દૃઢવર્મા બાર બાર મહિના થયાં કલિંગરાજનું કેદખાનું સેવે છે ! એ ભૂંડા સમાચાર કાને પ્હોચે અને* તારા સમર્થ પતિ ત્રાહિતની પેઠે બેસી રહે, એ ઠીક નહિ. †માસી તે માને ઠેકાણે અને માસા તે બાપને ઠેકાણે, એ પણ શું તને શીખવવું પડશે ?'

[ **મનો૦** ] સખી કાંચનમાલા ! ‡મહારાજનો સખત હુકમ છે, કે ખબરદાર, કોઇએ આ વાત દેવીને કાને જવા દેવી નહિ. તે છતાં પણ કોણે વારૂ એ કાગળ બાસાહેબને વાંચી સંભળાવ્યો ?

[ **કાંચ૦** ] બાસાહેબે કાગળ મારા હાથમાં મૂક્યો ને કહ્યું, વાંચ. હું નજર ફેરવી જઈ મનથી ખંચાઈને ઊભી. એટલે મારા હાથમાંથી ઝૂંટાવી લેઈ બાસાહેબે પોતે કાગળ વાંચ્યો !

---

* મૂળમાં **સમીવદ્ધિદસ્સ** વધારે છે. † મૂળ **તાદો દેતા**, કલ્પિત પાઠ **તાદો દેત્તિ**. ‡ મૂળ **ગદા દાવ**, કલ્પિત પાઠ **જદો દાવ**.

[ **મનો૦** ] જા, ભગવતી હવણાં જ છેક ઉપલા માળની હાથીદાંતની મેડીએ બાસાહેબની હજૂરમાં ગયાં છે.

[ **કાંચ૦** ] સખી ! ત્યારે હૂં જાઊં છું. [ જાય છે. ]

[ **મનો૦** ફિકર કરતી ] આરણ્યકાને એકલી મેલીને નીકળ્યે મને બહુ વાર થઈ. એ બિચારી જીવતરથી છેક કંટાળી ગઈ છે. રખે ને એ કંઈક અનરથ કરી બેસે. માટે જાઊં વહેલી વહેલી. [ જાય છે. ]



પછી પરિજન સાથે [1]ચિંતાગ્રસ્ત વાસવદત્તા અને સાંકૃત્યાયની પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર.

[ **સાંકૃ૦** ] રાજપુત્રી ! સોસ માં કરો. હૂં કહૂં છું, કે વત્સરાજ એવા નથી. તમારા માસાના આવા ભૂંડા હાલ થયા જાણી કરી એ નિશ્ચિંત બેસી રહે એ બને જ નહિ.

[ **વાસ૦** ઝળઝળિયાં સાથે ] ભગવતી તો ભલાં છો. જેને મારી ફિકર નહિ, તેને મારાની શી ફિકર હોય ? માડીએ

---

૧ ફિકરમાં પડેલી.

મને લખવું જોઇયે ને લખ્યું. પણ એ બિચારાં જાણતાં નથી, કે મ્હોમાંથી બોલ નીકળતા ને ઝડપી લેવાતા તે વાસવદત્તા *આજ નથી. એ તો ઠીક, પણ હું સમઝતી નથી કે આરણ્યકાનો પ્રસંગ નજરે જોઈ ફરી તમે કેમ આમ કહેતાં હશો ?

[ **સાંકૃ૦** ] મેં સૌ મારી નજરે જોયું છે તેથી તો કહું છૂં, કે કૌમુદીમહોત્સવની રાતે એ ખેલ જ ખેલેલા અને તે માત્ર તમને હસાવવાને.

[ **વાસ૦** ] †ભગવતી ખરૂં જ બોલ્યાં. એમણે ખરેખર મને હસાવીઃ ને તે એવી હસાવી, કે અંતરમાં લાજી મરૂં છૂં: ને ભગવતીને મ્હો દેખાડું છૂં તે પણ મારા મનને પૂછ્યું જોઇયે છે. એમની વાત જ જવા દો. હું એમની થઈ, તેનો તો આ ફજેતી છે. [ રડે છે. ]

[ **સાંકૃ૦** ] રાજપુત્રી ! રડો નહિ. વત્સરાજ એવા નથી.

---

* મૂળ **अज्ज वि**, કલ્પિત પાઠ **अज्ज**. † મૂળ **प्रत्यक्षं**, કલ્પિત પાઠ **प्रत्यक्षः**. ‡ મૂળ **भअवदि एदं एत्थ एव्वं** ।, કલ્પિત પાઠ **भअवदि एव्वं एदं** ।.

અહો ! આ આવ્યા એ. તે તમને મનાવશે અને તમે મનાશો.

[ **વાસ૦** ] મનના મનોરથ બોલે છે એ, ભગવતી નથી બોલતાં.

એવે રાજા વિદૂષક સાથે પ્રવેશ કરે છે.

[ **રાજા** ] હવે કરવું શું ? એને, મિત્ર, શા રીતે છોડાવવી?

[ **વિદૂ૦** ] એ હું તમને કહૂં, મિત્ર, તમે તેની મનમાંથી ફિકર જ કાઢી નાંખો.

[ **રાજા** મનમાં હરખાતો ] વાહવા ! મિત્ર ! કહે, કહે મને એ.

[ **વિદૂ૦** ] તમારૂં બાહુબળ વિશાળ છે. એની કસોટી અનેક લડાઈઓની ખૂનામરકીમાં નીકળી ચૂકી છે. વળી તમારી સેના પણ અપાર છે. એના હયદળ ગજદળ અને પાયદળ આગળ ભલભલા દાંતે તરણાં લે છે. તો તમે કડી-ધીમ કડીધીમ કરતું એ કટક લેઈ ચડો, ઘેરી લો રણવાસને ને કરો હલ્લો; એટલે ઘડીના છઠ્ઠા ભાગમાં આરણ્યકા છૂટી જાણો.

[**રાજા**] બને નહિ, મિત્ર, તું કહે છે તે અશક્ય છે.

[**વિદૂ૦**] કેમ ન બને? રણવાસમાં ખૂંધિયાં, વામણાં અને ડોસલાં સિવાય મરદ નામે સમ ખાવાને કોઈ એ છે નહિ.

[**રાજા મ્હો મચકોડી**] તારે ને અક્કલને સો ગાઉનું છેટું છે! બસ કર. શું યદ્વા તદ્વા બોલે છે? દેવીની જ છોડી છૂટે એ; ને તે બને ક્યારે કે દેવી મનાવાય ત્યારે. બીજો એકે એને છોડાવવાનો ઉપાય નથી. માટે જો સૂઝે, તો કહે કે દેવી શી રીતે પ્રસન્ન થાય?

[**વિદૂ૦**] [1]**નમશ્ચણ્ડ્યૈ નમશ્ચણ્ડ્યૈ નમશ્ચણ્ડ્યૈ નમોઃ નમઃ।** એમ અખંડ જાપ જપી મુઠ્ઠીમાં જીવ રાખી કરો મહિનાના કડાકા, એટલે દેવી પ્રસન્ન થશે.

[**રાજા**] જા રે જા, મૂર્ખા. તને ડગળાં નાંખવાનું સૂઝે છે ને મારૂં તો મન જાણે છે. *હવે ત્યારે શું કરૂં, તો દેવી પ્રસન્ન થાય?—મારા મન સાથે જ વિચારૂં.

---

* મૂળમાં કથય વધારે છે.

---

૧ સપ્તશતી કિંવા ચંડીપાઠની **નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ।** એ પ્રસિદ્ધ પંક્તિનું અનુકરણ.

[ શાર્દૂલવિક્રીડિત.]

શું મ્હોએ હસતે ભરી ભુજ કરૂં કોટી ધરી [1]ધૃષ્ટતા?
રૂડી રીત શું રીઝવું મુખ થકી વેણો વદી મિષ્ટ વા?
જોડી [2]અંજલિ કે ધરૂં હું શિર શું દેવીતણા પાયમાં?
ના જાણું* કરવું શું, જેથી જુગતે વામા મનાવાય આ? ૧

અસ્તુ. [ વિદૂષક પ્રતિ ] ચાલ, મિત્ર, દેવીની પાસે જ જઇયે.

[ **વિદૂ૦** ] જાઓ તમે. હું તો નહિ આવું. મહા મહા મુસ્કેલીથી હવણાં જ જ્યાં ત્યાં બંધનથી હું †છૂટવા પામ્યો છું.

[ **રાજા** હસતો હસતો વિદૂષકને ડોકે ઝાલી ] ચાલ, ચાલ, મૂર્ખા, આવવું પડશે. [ કેટલૂંક અંતર વટાવ્યા બાદ ] છેક ઉપલા માળની હાથીદાંતની મેડીએ દેવી તો બિરાજતાં જણાય છે. ચાલો, ત્યાં જઇયે.

રાજા શરમાતો શરમાતો અંદર વિદૂષક સાથે દાખલ થાય છે.
વાસવદત્તા ચિંતામાં બૂડેલી આસનથી ઊભા થાય છે.

---

* મૂળ **सत्यमहो**, કલ્પિત પાઠ **सत्यमहं**. † મૂળમાં **परिभ्रंसिअ** વધારે છે.

---

૧ ધીટપણું, નિર્લજ્જપણં. ૨ હાથનો સંપુટ.

[ **રાજા** ]

[ વસંતતિલકા. ]

થાઓ ઊભાં હડપ કાંય ? રહો રહો. એ
કષ્ટી કટી ન ઊઠવું મુજ માટ હોયે.
ઇચ્છું તમારી અમીદૃષ્ટિ હું અંતરે જે,
શર્માવવો નવ ઘટે અતિ આદરે તે. ૨

[ **વાસ૦** મ્હો સામું ધારીને જોઈ ] આર્યપુત્ર કંઇક ગોચલાં ગણતા જણાઓ છો !

[ **રાજા** ] સાચું કહો છો, પ્રિયે ! અપરાધી ઠરી ચૂકી તમને મનાવવાની પેરવી કરૂં છું તેનાં ગોચલાં ગણૂં છું.

[ **સાંકૃ૦** ] મહારાજ આસને બિરાજિયે.

[ **રાજા** ] અહીં બિરાજિયે, દેવી.

વાસવદત્તા આસને ન બેસતાં ભોંય બેસે છે.

[ **રાજા** સ્વગત ] હહા ! દેવી ભોંય બેઠાં. તો હું પણ

ભોંય જ બેસું. [ ભૂમિ ઉપર બેસી હાથ જોડી ] પ્રિયે! રીઝ ધરિયે. શા માટે આટલો ઊંડો રોષ રાખી રહ્યાં છો? હું હાથ જોડું છું.

[ શાર્દૂલવિક્રીડિત. ]

ના [1]રેષે મરડો તમે ભમર ને ઢાળો રહ્યાં આંસુડાં.
થરૂડો ના ફફડાટથી [2]અધર ને નિશ્વાસ મૂકો વડા.
*રાખો એ નવ મૌન ને મુખડલું નામો બૂડી સોસમાં.
મુગ્ધાક્ષી! તમ ગૂઢ ઘા સરિખડો સાલે વડો રોષ આ. ૩

રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે. [ પગે પડે છે. ]

[ **વાસ૦** ] હું મારા દુઃખમાં મરીને રહી છું તેને શિદ હેરાન કરો છો? સુખિયા જીવને બધા એ ફંદ સૂઝે છે. ઊઠો. કોણ રોષે ભરાયું છે?

[ **સાંકૃ૦** ] ઊઠો, મહારાજ. રહેવા દો આ અંધારે પાંચ

---

* મૂળ **વાચં નાપિ દદાસિ**, કલ્પિત પાઠ **વાચં ચાપિ દદાસિ.**

---

૧ લગાર પણ. ૨ નીચલો ઓઠ.

શેરી ફૂટવી. દેવીનું મન જે ઊંચું છે, તેનૂં કારણ તો જૂદૂં છે.

[ રાજા ] હેં! ભગવતી, તે શૂં છે?

સાંકૃત્યાયની રાજાના કાનમાં કહે છે.

[ રાજા હસી પડી ] ઓહો, એ જ કની? ત્યારે તો, પ્રિયા, જીવ બાળો માં, *મારા મનમાં એમ હતું કે કામ સિદ્ધ થયે તમને †વધામણી આપશૂં; ને તેથી જ મેં તમને વાત કરી ન હતી. બાકી પૂજ્ય દૃઢવર્મા સંકટમાં છતાં હૂં હાથ પગ જોડીને બેસી રહૂં જ કેમ? મોકલેલી સવારીના સમાચારે કેટલાક દિવસથી આવી ગયા છે. તેમાં નીચે પ્રમાણે લખ્યૂં હતું.

[ વસંતતિલકા. ]*

મોડી મદે મળતિયા, સર દેશ સર્વે

---

* મૂળ મયાપિ જ્ઞાતં, કલ્પિત પાઠ મયા તુ. † મૂળમાં વર્ધયિષ્યામિની પૂર્વે તુ દિષ્ટ્યા વધારે છે.

વેગે કરી, હરી પ્રતાપ, ઊતારી ગર્વ,
વાધ્યો રણે વિજયસેન; ન તાપ માયો;
ભાગ્યો કલિંગ જીવ લૈ; ગઢમાં ભરાયો. ૪

આ જોતાં હું એમ ધારૂં છું કે

[ સ્રગ્ધરા. ]

હાવાં લીધો હશે, કે રગડી ઝગડીને વીર એ [1]દુર્ગ લેશે;
બંધાયો વા મરાયો [2]રિપુ પણ સુણશો, ફેર ના મીન મેષે;
*કાંકે ઘાસે ખૂટી છે, છત પણ જળ ને અન્નકેરી મટી છે,
વ્હારે પીટી તૂટી છે, મરી ખરી અરિની ફોજ ગાઢી ઘટી છે. ૫

[ **સાંકૃ०** ] જોયું, રાજકુમારી ? હું પહેલાંથી જ ન હતી કહેતી, કે વત્સરાજ જંપે નહિ—એમણે પગલાં લીધાં જ હશે ?

---

* મૂળ निर्दिष्टाक्रान्तमन्दं प्रतिदिनविरमद्वीरदासेरवृत्तं सध्वंसं क्षीयमाण, કલ્પિત પાઠ निष्पिष्टाक्रन्दमन्दं प्रतिदिनविरमद्वीवधासारवृत्तं सद्यः संशीर्यमाण.

---

1 કિલ્લો. 2 દુશ્મન.

[ **વાસ૦** ] હાં, એમ છે ? ત્યારે, ભગવતી, તમારા મ્હોમાં ગોળ.

[ **પ્રતીહારી** એકાએક પ્રવેશ કરી ] જય જય, પૃથ્વીનાથ. મહારાજા દૃઢવર્માના કંચુકી સાથે સેનાપતિ વિજયસેન દેવડીએ ઊભા છે. એઓ કંઈ વધામણી લાવ્યા છે. એમનાં પ્રફુલ્લિત નેત્રમાં આનંદ માતો નથી.

[ **વાસ૦** મલકતે મુખે ] ભગવતી કહેતાં હતાં કે આર્યપુત્ર મનાવશે, તે જ થયું. મનાવી મને આર્યપુત્રે, એમ મારૂં મન કહે છે.

[ **સાંકૃ૦** ] હું શિદ કંઈ કહું ? હું તો વત્સરાજની વગિયણ છું.

[ **રાજા** ] વ્હેલા આવવા દે એમને.

[ **પ્રતી૦** ] હુકમ, પૃથ્વીનાથ.

પ્રતીહારી જાય છે; અને વિજયસેન કંચુકી વિનયવસુ સાથે પ્રવેશ કરે છે.

[ **વિજ૦** ] અહા, આજ મહારાજનાં ચરણારવિંદનાં

દર્શન થનાર છે, તેથી રોમે રોમે આનંદ ઊભરાય છે!

[ કંચુ૦ ] સત્ય છે, વિજયસેનજી, તમે કહો છો તેમાં લગારે ફેર નથી. જુઓ,

[ ગાથા. ]

સ્વામીને મળવાનો અંતરમાં માય ના હરખ આમે;
પછી પૂછવું શું દુશ્મન દળી વળી ભારે કર્યા કામે? ૬

[ **બંને** હજૂરમાં પ્હોચતાં ] જય જય, પૃથ્વીનાથ.

રાજા બંનેને ભેટીને મળે છે

[ **કંચુ૦** ] દેવ! વધામણી.

[ ગાથા ]

*આજ્ઞા પૃથ્વીપતિની પામી હીણા કલિંગને હણીને
સ્વામી અમ થિર થાપ્યા રાજ્યે વિજયી વિજયસેને. ૭

---

* મૂળ हत्वा कलिङ्गहतकमस्मत्स्वामिनि निवेशिते राज्ये ।,
કલ્પિત પાઠ हत्वा कलिङ्गकहतकमस्मत्स्वामी निवेशितो राज्ये ।.

[ **વાસ૦** ] ભગવતી ! આમને તો તમે ઓળખતાં હશો.

[ **સાંકૃ૦** ] કેમ ન ઓળખું ? જેમના હાથમાં તમારાં માસીબાએ વત્સરાજને પરણાવવા પ્રાણસમાન વ્હાલી કુંવરી સોંપી હતી, તે જ એ કંચુકી વિનયવસુ.

[ **રાજા** ] શાબાશ, વિજયસેન ! તમને જે મહાન કાર્ય સોંપ્યું હતું, તે તમે મનમાનતી રીતે પાર પાડ્યું. ધન્ય છે તમને.

વિજયસેન રાજાના પગમાં માથું નમાવે છે.

[ **રાજા** ] દેવી ! રૂડા ભાગ્યે પૂજ્ય રાજ્યારૂઢ થયા, તે માટે તમને અભિનંદન આપું છું.

[ **વાસ૦** હર્ષ સાથે ] આર્યપુત્રનો જ એ અનુગ્રહ છે.

[ **વિદૂ૦** ] આવા રૂડા અવસરે રાજ્યનો વહીવટ છે, કે [ રાજાના સામી આંગળી કરી વીણા વગાડવાના ડોળથી ] ગુરુનું પૂજન કરવું, [ પોતાના જનોઇએ હાથ અડકાડી ] બ્રાહ્મણનો

સત્કાર કરવો અને [ હાથપગનાં ડસકલાંના ભાવથી આરણ્ય-કાની સ્મૃતિ આપી ] બંદીવાનના બંધ છોડાવવા*

[ **રાજા**† અલગ હાથની ચપટી વગાડી ] વાહવા! મિત્ર! ઠીક અવસર સાધ્યો.

[ **વિદૂ૦** ] કેમ, કંઈ બોલતાં નથી, બાસાહેબ?

[ **વાસ૦** સાંકૃત્યાયની સામું જોઈ ઓઠમાં હસતી ] છોડાવી, જોયું કની? આ લુચ્ચાના સરદારે આરણ્યકાને છોડાવી.

[ **સાંકૃ૦** ] એ બિચારીને એકલીને તમે ત્યારે પૂરી રાખીને એ શું કરશો?

[ **વાસ૦** ] ભલે, ભગવતીની રુચિ એ મારી રુચિ.

[ **સાંકૃ૦** ] તો હું જ આ જાઉં ને એને છોડાવું. [ જાય છે. ]

[ **કંચુ૦** ] મહારાજ દ્રઢવર્માએ વિશેષમાં કહાવ્યું છે કે

---

* મૂળ **મોક્ષ્યોત્તિ**, કલ્પિત પાઠ **મોક્ષ્યો अ.** † મૂળમાં અહીં **वासवदत्ताम्** વધારે છે.

'પ્રતિષ્ઠા પાછી મેળવવાની મારી ઉત્કંઠા જે બર આવી તે કહેવું જોઇયે કે તમારા જ પ્રતાપથી. માટે આ પ્રાણ છે તે તમારા માનશો, અને તેનું જે ચ્હાઓ તે કરવા પોતે સ્વતંત્ર સમજશો.'–

રાજા શરમના સંકોચથી નીચૂં જુએ છે.

[ **વિજ૦** ] દેવ! દૃઢવર્માનો તમારા ઉપર જે પ્રેમ છે, તે જીભે કહ્યો જાય એવો નથી.

[ **કંચુ૦** ] 'કૂંવરી *પ્રિયદર્શના હૂં વચનથી તમને આપી ચૂક્યો હતો, તે ગૂમ થયાથી નિર્ધારેલો સંબંધ ન થયા બદલ મારા મનને બહુ દુઃખ થાય છે. પણ ચિરંજીવી વાસવદત્તાને તમે વર્યા છો, તેથી તે સૌ વિસારે નાંખૂં છૂં.'

[ **વાસ૦** આંસૂ સાથે ] હેં, આર્ય કંચુકી, પ્રિયદર્શના ગૂમ થઈ? તમે શૂં કહો છો?

[ **કંચુ૦** ] રાજપુત્રી! દુષ્ટ કલિંગરાજ ચઢી આવતાં રણવાસના રખવાળોમાં ભયથી ભાગાભાગ થઈ, ત્યારે †અહીં

---

* મૂળ प्रियदर्शिकाया:, કલ્પિત પાઠ प्रियदर्शनाया:. † મૂળમાં અહીં दिष्टया दृष्टमिदानीम् એટલૂં વધારે છે.

રહેવું સલામત નથી એવું જોઈ બાસાહેબની આજ્ઞાથી કુંવરી પ્રિયદર્શનાને લેઈ હું નીકળ્યો. માર્ગમાં મળતિયા વિંધ્યકેતુને ત્યાં વીસામો કરી હું અગસ્ત્યતીર્થે સ્નાન કરવા ગયો. મારા મનમાં એમ હતું કે વત્સરાજને ત્યાં હવે એને પ્હોચતી કરીશ*. પરંતુ ન્હાઈને આવી જોઉં છું તો ગામ ઉજ્જડ થયું હતું અને વિંધ્યકેતુ કપાઈ મુઓ હતો.

રાજા વિજયસેન સામો આંખનો અણુસારો કરે છે†.

[ કંચુ૦ ] પછી મેં ત્યાં કુંવરીને ઘણીએ ખોળી પણ તે જડી નહિ. તે ઘડીથી માંડીને આજ દિન સુધી, એ ક્યાં ગઈ ને એનું શું થયું તેનો પત્તો નથી.

---

* મૂળ वत्सराजान्तिकं प्रस्थितः। ततः संचिन्त्य तां विन्ध्यकेतोर्हस्ते निक्षिप्य निर्गतोऽस्मि।, કલ્પિત પાઠ वत्सराजान्तिकं प्रापयामीति संचिन्त्य प्रस्थितस्तां विन्ध्यकेतोर्हस्ते निक्षिप्यागस्त्यतीर्थे स्नानाय निर्गतोऽस्मि। † મૂળ राजा सस्मितम्। विजयसेन किं कथयसि।, કલ્પિત પાઠ राजा विजयसेनं विलोकयति।.

[ **મનો૦** ધસમસી પ્રવેશ કરી ] બિચારી મોતના મ્હોમાં છે, બાસાહેબ !—

[ **વાસ૦** ફાળ પડવા સાથે ] કોણ, મારી પ્રિયદર્શના ? તું એની ખબર જાણે છે ?

[ **મનો૦** ] એમની તો મને કંઈએ ખબર નથી, બાસાહેબ. મેં તો કહ્યું કે બિચારી આરણ્યકા મોતના મ્હોમાં છે. એણે મદિરાને નામે ઝેર મગાવી પીધું છે. એને ઉગારિયે, બાસાહેબ. [ રડતી રડતી પગે પડે છે. ]

[ **વાસ૦** સ્વગત ] ગજબ થયો ! પ્રિયદર્શનાના દુઃખને હું રોતી હતી, તેમાં વચ્ચે આરણ્યકાએ ભૂસ્કો માર્યો ! જગત કોઇએ જીતાયું નથી; તે કંઈ કંઈ ભૂંડા તર્ક કરશે. આ ટાણે આમ કરૂં. [ પ્રગટ ઉતાવળી ઉતાવળી ] જા, જા, મનોરમા, એને વ્હેલી અહીં આણ. [1]આર્યપુત્ર ઝેર ઉતારી જાણે છે, તેમની જ કારગત અહીં કામે લાગશે. નાગલોકમાં ગયા હતા, ત્યાંથી એમણે એ વિદ્યા મેળવી છે.

---

૧ પાતાલગમન અને નાગપ્રસગ બાબત જુઓ. क. स. सा. । ૨।૧।૮૦।, बृ. क. मं. ।૨।૧।૫૪–૬૦।

મનોરમા જઈ, જેને ઝેર વ્યાપવા માંડ્યું છે એવી આરણ્યકાને ઉપાડી લાવે છે.

[ **આર૦** ] અરે બ્હેન, આ અંધારામીણ ભોંયરામાં મને શિદ ઉતારો છો ?

[ **મનો૦** ગભરાઈ જઈ ] ઓ મા રે, તારી આંખમાં એ વિખ વ્યાપી ગયું ? બાસાહેબ, વ્હેલાં કંઈ કરો હો. એને ઝેર વધારે ચઢતું જાય છે !

[ **વાસ૦** બેઠી હતી ત્યાંથી એકદમ ઉઠી રાજાનો હાથ ઝાલી ] ઉઠો, ઉઠો, આર્યપુત્ર, વ્હેલા. બિચારી મરી જાય છે ને?

[ **કંચુ૦** તેના તરફ નજર કરતાં ] અરે ! કુંવરી પ્રિયદર્શના તો ન હોય ? છે તો એના જ જેવી. [ ધારીને જોતો વાસવદત્તા પ્રતિ ] રાજકુમારી ! આ કન્યકા ક્યાંની છે ?

[ **વાસ૦** ] આર્ય ! વિંધ્યકેતુને ઠાર કરી એના ત્યાંથી વિજયસેને આણી છે. એ વિંધ્યકેતુની દીકરી થાય.

[ **કંચુ૦** ] એની દીકરી કેવી ? એ જ અમારી કુંવરી.

દૈવે દાટ વાળ્યો! હું પૂરેપૂરો હીણભાગ્ય! કુંવરી! એ જ તમારી બ્હેન પ્રિયદર્શના*.

[ વાસ૦ ] હાય હાય! મારી બ્હેન–મારી બ્હેન–ઊગારો આર્યપુત્ર ઊગારો–મરી જાય છે. ઓ માડી રે.

[ રાજા ] શાંત થાઓ, દેવી! એની ચિકિત્સા કરિયે છિયે. સાંસતાં થાઓ. [ સ્વગત ] અફસોસ,

[ વસંતતિલકા. ]

ખીલી કળી રસભરી [1]શતપત્રકેરી,
પીવા ગયો અલિ અમી મધુરી ઘણેરી;
ત્યાં તો પડ્યું હિમ, બળી ગઈ એ અરેરે!
ના સિદ્ધિ એ [2]વિધિ વિરુદ્ધ થતાં ફળે રે. ૮

[ પ્રગટ ] મનોરમા! પૂછ તો, કે આ તું જુએ છે કોણ બેઠા છે?

* મૂળ પ્રિયદર્શિકા, કલ્પિત પાઠ પ્રિયદર્શના.

૧ કમળ. ૨ વિધાતા, નસીબ.

[ **મનો०** ] બ્હેન! આ તું જુએ છે કોણ બેઠા છે? [ આંખમાં આંસૂ આણી ઢંઢોળતી ] બ્હેન! બ્હેન! આ તું જુએ છે કોણ બેઠા છે?

[ **પ્રિયદર્શના** ભાગ્યાતૂટ્યા શબ્દે ]* અઅજ્જુ પઅણ્ મઅને માઆરાજનાંઆંઆં દરઅઅસન નાઆ થયાંઆંઆં! [ ઢળી પડે છે. ]

[ **રાજા** આંખમાં આંસૂ સાથે ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

એની આંખ મીંચાય, દૃષ્ટિ પણ હા મારી હીસે આંધળી!
એનો કંઠ રૂંધાય, કિંતુ મમ હા બોલી બને ગળગળી!
એના પ્રાણ પળે, પરંતુ જડ હા છે માહરી દેહડી!
એ દાખે વિષવેગ, હું તદપિ હા વેઠું છું પીડા વડી! ૯

[ **વાસ०** આંખમાં આંસૂ સાથે ] બ્હેન પ્રિયદર્શના! જોઠ. જો, આ મહારાજ બેઠા. હાય હાય! †બેશુદ્ધ થઈ ગઈ

---

* મૂળ जं एदाए, કલ્પિત પાઠ एत्ताहे. † મૂળ चेअणा, કલ્પિત પાઠ चेअणा.

એ. મેં અજાણતાં તને દૂભવી, તેથી શું તું નથી બોલતી? માફ કર, બહેન, હું તને ફરી કોઈ કાળે પણ નહિ દૂભવું. તું ઊઠ, બેઠી થા. અરે ગોઝારા દૈવ! મેં તારૂં શું બગાડયું હતું કે મારી બહેનડીની આ દશા મારે જોવા વારો આવ્યો? [ * પ્રિયદર્શના ઉપર ઢળી પડે છે. ]

[ **વિદૂ૦** ] મિત્ર! કેમ કંઈ દિઙ્મૂઢ બની ગયા છો? તમારી વિદ્યા બતાવો. દુઃખથી આભા બનવાનો આ વખત નથી. ઝપાટાબંધ ઝેર રગે રગ પસરી જવા માંડયું છે.

[ **રાજા** †પ્રિયદર્શના સામૂં જોઈ ચમકી ] અફસોસ, તૂં કહે છે તેમ જ થયૂં છે. આ બનાવે મને બાવરો કરી દીધો છે. ફિકર નહિ. હૂં એને જીવાડૂં છું. પાણી લાવો, પાણી.

[ **વિદૂ૦** જઈ પાણી આણી ] લો, લો આ પાણી.

રાજા પ્રિયદર્શના પાસે જઈ તેના ઉપર હાથ રાખી મત્ર ભણે છે, એટલે ધીરે ધીરે ‡પ્રિયદર્શના શુદ્ધિમાં આવે છે.

---

* મૂળ प्रियदर्शिकाया उपरि, કલ્પિત પાઠ प्रियदर्शनाया उपरि.

† મૂળ प्रियदर्शिकामालोक्य, કલ્પિત પાઠ प्रियदर्शनामालोक्य.

‡ મૂળ शनैरुत्तिष्ठति, કલ્પિત પાઠ शनैः प्रत्यागच्छति ।.

[ વાસ૦ ] ધન્ય છે તમને! આર્યપુત્ર! તમે મારી બહેનને જીવાડી.

[ વિજ૦ ] દેવની વિદ્યાએ તો હદ વાળી!

[ કંચુ૦ ] અહો શી [1]નરેંદ્રની નરેંદ્રતા, શી અદ્ભૂત મંત્રશક્તિ?—જેને કંઈ અસાધ્ય જ નથી!

[ પ્રિય૦ ધીમે ધીમે બેઠી થઈ બગાસાં ખાતી ભાગ્યાતૂટ્યા શબ્દે ] મનોરમાઆ! હૂં બહુજ ઊંઘી.

[ વિદૂ૦ ] મિત્ર! તમે તમારી વિદ્યા ખરેખરી બતાવી હો.

પ્રિયદર્શના પ્રેમાતુર દૃષ્ટિથી રાજા સામૂં જોઈ લજવાઈ નેત્ર ઢાળી દે છે.

[ વાસ૦ ] આર્યપુત્ર! કેમ વારૂ આ આમ કરતી હશે? હજુ એ અવચિહ્ન છે ખરાં.

[ રાજા* ]

---

* મૂળમાં સસ્મિતમ્ વધારે છે.

---

૧ (અ) રાજા; (આ) વિષવૈદ્ય.

[ શિખરિણી. ]

[1]પ્રકંપે પીડાયે [2]સ્તન ઘન અને સ્વેદ વછૂટે;
શમે ના રોમાંચે; વચન પણ અસ્પષ્ટ ન મટે;
દીસે ઘેને ઘેર્યાં કંઈ નયન; અંગે [3]શિથિલ છે;
હજી પૂરેપૂરૂં [4]વિષ ઊતર્યૂં એનું નહિ હશે! ૧૦

[ **કંચુ૦** *પ્રિયદર્શના પ્રતિ ] કૂંવરી! તમારા તાતના આ કિંકરને ઓળખ્યો કે? [ પગે પડે છે. ]

[ **પ્રિય૦** ] અહો! આર્ય વિનયવસુ? [ આંસૂ સાથે ] ઓ બાપ, ઓ માડી રે!

[ **કંચુ૦** ] છાનાં, બા, છાનાં, તમારાં માતપિતા કુશળ છે; અને વત્સરાજના પ્રતાપે રાજ્ય પણ પાછૂં પ્રાપ્ત થયું છે.

[ **વાસ૦** હર્ષનાં આંસૂ સાથે ] આવો, આવો, મારાં થોડ-

---

* મૂળ **પ્રિયદર્શિકા**, કલ્પિત પાઠ **પ્રિયદર્શના**.

---

૧ ધડકવું તે, ઊછળવું તે. ૨ ભારે છાતી. ૩ ઢીલું, લૂલુંલચ.

બોલાં બહેન! હવે તો બહેનનૂં વ્હાલ દેખાડો! [ કોટે બાઝી પડી ] હાશ! હવે મને શાતા થઈ.

[ **વિદૂ૦** ] બાસાહેબ તો બહેનની કોટે બાઝયાં! થયૂં, નિરાંત થઈ! મંત્રવાદીને સરપાવ આપવાનો, તે એમને સાંભર્યો ?–

[ **વાસ૦** ] હા, ભાઈ, હૂં ભૂલી ગઈ.

[ **વિદૂ૦** ] આવો, મંત્રવાદી, ધરો હાથ. બહેનનો હાથ સરપાવમાં અપાવૂં.

વિદૂષક *પ્રિયદર્શીનાનો હાથ રાજાના હાથમાં મૂકવા જાય છે.

[ **રાજા** ] ના, ભાઈ, ના. માણમાણ હવણાં જ મનાવાયાં છે—

[ **વાસ૦** ] તાત દઢવર્માએ પ્રથમથી આપેલ છે. તમે ના કહેનાર કોણ ?

---

* મૂળ राजा हस्तं प्रसारयति। वासवदत्ता प्रि[illegible]का हस्त-मर्पयति।, કલ્પિત પાઠ राजानं प्रियदर्शनाया [illegible]स्तमर्पयति।.

[ **વિદૂ૦** ] દેવીનું મ્હો તરછોડાય કે? મિત્ર, જુઓ, એમનું માન રાખો.

વાસવદત્તા પોતે રાજાનો હાથ ખેંચી લેઈ * તેમાં પ્રિયદર્શનાનો હાથ મૂકે છે.

[ **રાજા હસતે હસતે** ] દેવી ઘણીરણી છો. તમારૂં વેણ ઊથાપવા હું અસમર્થ છૂં.

[ **વાસ૦** ] આર્યપુત્ર! બીજૂં એવું શું કરૂં, કે જેથી તમારૂં મન રીઝે?

[ **રાજા** ] કશી વાતની ન્યૂનતા રહી નથી †.

[ શાર્દૂલવિક્રીડત. ]

કૂડી [1]કંટક ઠીક થાપિત થયા પૂજ્યે સ્વરાજ્યે ફરી;
બારે રૂઠી રહેલ જે, પરમ તે દેવી ય તૂઠયાં વળી;

* મૂળ પ્રિયદર્શિકામ્, કલ્પિત પાઠ પ્રિયદર્શનામ્. † મૂળમાં અહીં પદ્ય વધારે છે.

૧ દુશ્મન.

એ એ બ્હેનની બેલડી બની રહી આ મોતથી ઊગરી,
શું માગું સુખ? છે રહી ન મનની એકે અધૂરી રળી. ૧૧

છતાં દેવી કહો છો તો માગું છું કે

[ સ્રગ્ધરા. ]

મોંઘા મેઘો [1]મહીમાં સરસ વરસજો; વાધજો પાક ઝાઝો;
[2]ભૂદેવો યજ્ઞયાગો વિધિ સર કરજો; દેવતા તૃપ્ત થાજો;
જોડાઈ સજ્જનોની જુગ જુગ જુગતે ગાંઠ ગાઢી જડાજો;
ને જિહ્વા વજ્ર જેવી† વિષમય વસમા દુર્જનોની વઢાજો. ૧૨

સર્વે જાય છે.



* મૂળમાં આ પછી भरतवाक्यम् એટલું વધારે છે. † મૂળ वज्रलेपाः, કલ્પિત પાઠ वज्रकल्पाः

1 પૃથ્વી 2 બ્રાહ્મણો.

# પ્રિયદર્શના.



## પરિશિષ્ટ.

અહીં વીણા વગાડવાના સંબંધમાં ધાતુ, લય, યતિ અને વાદ્યવિધિ શબ્દ વાપર્યા છે, તે પારિભાષિક છે. એની સમજૂતી સારૂં સોઢલસુત નિઃશંક શાર્ઙ્ગદેવના **संगीतरत्नाकरना** **वाद्याध्याय** નામે છઠ્ઠા અધ્યાયમાંથી અને રત્નાકરકૃત **हरविजय**ના છવ્વીસમા સર્ગના પંચાશીમા શ્લોક ઉપરની ટીકામાંથી ઉતારા નીચે આપિયે છિયે. **भरतनाट्यशास्त्र** પણ જોવા જિજ્ઞાસુને વિનંતી છે.

पुष्णन्ति वीणावाद्यं ये रक्तिं दधति चातुलाम् ।
कुर्वन्त्यदृष्टपुष्टिं च तान् धातूनधुना ब्रुवे ॥ १२१ ॥
ये प्रहारविशेषोत्थाः स्वरास्ते धातवो मताः ।
विस्तारकरणाविद्धव्यञ्जनाश्चेति धातवः ॥ १२२ ॥
अङ्गुलीमर्दमात्रेण व्यञ्जनस्तद्विदा ब्रुवे ॥ १५१ ॥

अगुष्ठाभ्यां कनीयस्या तन्त्रीरेका निहन्यते ।
युगपद्यत्र तत्पुष्पमभिचख्युः पुरातनाः ॥ १९२ ॥
एकस्वरं यदा नानास्थानकं तन्त्रिकाद्वयम् ।
अङ्गुष्ठाभ्यामेककाले निहन्ति स्यात्कलं तदा ॥ १९३ ॥
दक्षिणाङ्गुष्ठतो हन्ति वामाङ्गुष्ठनिपीडिताम् ।
तन्त्रीं यत्र तदाचष्ट तलं सोढलनन्दनः ॥ १९४ ।
बिन्दुरेकत्र तन्त्र्यां स्यात् प्रहारो गुरुनादकृत् ।
रेफस्त्वेकस्वरो घातः क्रमात् सर्वाङ्गुलीकृतः । १९५ ।
तलं कृत्वावरोहेण घातो निस्वनितं मतम् ।
वामाङ्गुष्ठेन तूर्ध्वाधोघातो निष्कोटितं तथा ॥ १९६ ।
घातोऽति मधुरध्वानस्तर्जन्योन्मृष्टमुच्यते ।
कनिष्ठया दक्षिणयाङ्गुष्ठाभ्यामप्यधः सरन् ॥ १९७ ॥
हन्ति त्रिस्थानकं तन्त्रीत्रयमेकस्वरं पृथक् ।
यत्रावमृष्टमाचष्ट य तद्गुपुरमण्डनः ॥ १९८ ।
स्वजातीयविजातीयभेदसांमिश्रणोद्भवः ।
अनुबन्धाभिधो घातुः शार्ङ्गदेवेन कीर्तितः ॥ १४४ ॥

तत्त्वं भवेदनुगतमोघश्चेति निरूपितम् ।
गीतानुगं त्रिप्रकारं वाद्यं तल्लक्ष्म कथ्यते ॥ १६८ ।
लयं तालं विरामं च यतिं गीतिं तथाक्षरम् ।
वर्णग्रामविभागं च नानाजात्यंशकादिकम् ॥ १६९ ।
व्यञ्जद् गीतगतं गीतमीलितं तत्त्वमुच्यते ।
किंचिद्गीतानुहरणाद् वाद्यं त्वनुगतं मतम् । १७० ।
यथा विरतिरन्यत्र स्थितिः स्थानान्तरेष्वपि ।
विलम्बिते गीतलये वैदग्ध्याद् द्रुतवादनम् ॥ १७१ ॥
गीतस्थानेऽनुकर्तापि भागशश्चातुरीवशात् ।
निरन्तरैः पाणिघातैः समुदायानुकारितम् ॥
वादको दर्शयेद्वाद्यं यत्रौघं तं प्रचक्षते ॥ १७२ ॥

—*—

समा स्रोतोगता गोपुच्छा चेति त्रिधा यतिः ।
द्रुतमध्यविलम्बितभेदेन त्रिधैवानुरणनरूपो लयः ।

કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં

## પુસ્તકો.



श्रीमद्-विशाखदत्त-विरचित

# मुद्राराक्षस नाटक.

સંસ્કૃત મૂળ, ઇંગ્રેજી ટીકા સાથે.

પ્રથમ આવૃત્તિ, ઈ. સ. ૧૯૦૦.

મૂલ્ય રૂ. ૩॥

(१) ग्रंथ आह्मीं समग्र वाचून पाहिला आहे. आणि तो वाचीत असतां आह्मांस रा. के ावलाल यांच्या नोट्स पाहून बराच अत्यानंद ही झाला. संस्कृत वाङ्मयाचा इतिहास अद्याप पाहिजे तसा कोणी आमच्याकडे लिहिलेला दिसत नाहीं. तथापि कै. ना. न्या. तेलंग, रा. रा. डा. भांडारकर, कै. प्रि. आपटे इत्यादि गृहस्थांनी या कामीं बराच प्रयत्न केलेला आहे. त्यांतच रा. केशवलाल यांची प्रस्तावना लेख-

नाचा समावेश करण्यास हरकत दिसत नाहीं. प्रस्तावनेंत कविचरित्र कविकाल, नाटकस्वरूप, नाटकांतर्गत पात्रें व त्यांचे स्वभाव, प्रस्तुत आवृत्तींत योजण्यांत आलेलीं कांहीं वाक्यें, इतर नाट्यग्रंथांत दिसलेले दोष इत्यादिक भाग आला आहे. नोट्सची रचना फारच अवर्णनीय उतरली आहे. अलीकडील विद्यार्थ्यांच्या खऱ्या अडचणी लक्षांत घेऊन ज्या ठिकाणीं काठिण्य आहे असें विद्यार्थ्यांस वाटतें त्या त्या भागावर भरपूर टिप्पणी जोडण्यांत आली आहे. बहुतेक सर्व श्लोकांचे इंग्रजींत भाषांतर देण्यांत आलें असून, प्रत्येक श्लोकांत असलेले अलंकार, वृत्तें इत्यादि सर्व गोष्टी जेथच्या तेथें नमूद करण्यांत आल्या आहेत. कित्येक ठिकाणीं शब्दावर ही टीपा योजण्यात आल्या आहेत त्या योग्य आहेत. काव्य व नाट्य रहस्य हीं कित्येक ठिकाणीं उत्तम रीतीनें व्यक्त करण्यांत आलें आहें. निरनिराळ्या आवृत्ति शोधून निरनिराळीं आढळलेलीं अन्य वाक्यें, पाठांतर वगैरे खालीं जोडण्यांत आलीं आहेत.

ता. ४, ऑक्टोबर, १९०० }
मुंबई. } इंदुप्रकाश.

(૨) 'મી. ધ્રુવે....**मुद्राराक्षस** ઉપર જે ટીકા કરેલી છે, તે **પ્રથમ પંક્તિની ટીકા** હોઈને તેઓ એક ઉત્તમ ટીકાકારના માનને પાત્ર થાય છે.' 'તેથી રાજકીય નાટકનું પુનરુજ્જીવન અથવા તો ગૌરવ વધારનાર તરીકે મિ. ધ્રુવને ગણીએ તો તે અતિશયોક્તિ ગણાય નહિ.'

'મિ. ધ્રુવે આરંભમાં એક વિદ્વત્તા ભરેલી પ્રસ્તાવના લખેલી છે, તેમાં ગ્રંથકર્તાએ કવિનો કાળનિર્ણય કરતાં સાહિત્યગ્રંથોનાં આંતર પ્રમાણો આપીને પ્રાચીન ઇતિહાસને બહુ જ અજવાળામાં આણ્યો છે. તે પછી નાટકના વસ્તુ સંબંધે વિવેચન કરતાં તેમાં રહેલો પ્રધાન રસ, ભાવ તથા પાત્ર-સંકલના સંબંધે વિવેચન કર્યું છે. પાત્રો વિશે કરેલું વિવેચન વિદ્યાર્થીઓને બહુ જ મનનીય છે. તે પછી બ્રાહ્મણપાત્ર ચાણક્યના સંબંધમાં વિવેચન કરેલું છે, જેમાં ચાણક્યના લખેલા બીજા ગ્રંથોને પણ મિ. ધ્રુવે અજવાળામાં આણ્યા છે. આ રીતે બહુ જ વિદ્વત્તાવાળી પ્રસ્તાવના પૂર્ણ થાય છે.' ત્યાર પછી **मुद्राराक्षस**ની આવૃત્તિમાં આપેલાં પ્રમાણો માટે મિ. ધ્રુવે જે જે ગ્રંથો જોયા છે તેમનાં નામની એક મોટી

યાદી આપેલી છે. તે ગ્રંથો તરફ અને ટીકામાં આપેલાં તે તે ગ્રંથોનાં વચનો તરફ જોતાં મિ. ધ્રુવનો પરિશ્રમ ખરેખર પ્રશંસાપાત્ર છે. જેમ સંસ્કૃત પદોની સિદ્ધિ પાણિનિનાં સૂત્રોથી કરવામાં આવી છે, તેમ જ પ્રાકૃત પદોની સિદ્ધિ પ્રાકૃત વ્યાકરણના સૂત્રોથી તથા પ્રાકૃત ગ્રંથોનાં પ્રમાણોથી આપી છે. ગ્રંથને અંતે નાટ્યના ત્રિવર્ગ, પ્રકૃતિપંચક, કાર્યાવસ્થા-પંચક, સંધિપંચક, અને નાટ્યનાં ચોસઠ અંગોનું વિવેચન કરતાં તે તે વિષયો....નો આરંભ કયા કયા સ્થળેથી થાય છે તે પણ દેખાડ્યું છે, જે વિદ્યાર્થીઓને જ નહીં પરંતુ વિદ્વાનોને પણ મનન કરવા જેવું છે.'

જાનેવારી, સન ૧૯૦૧. મુંબઈ. } સમાલોચક.

---

**મુદ્રારાક્ષસ નાટક**

કિંવા

**મેળની મુદ્રિકા.**

ત્રીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૧૨.

**મૂલ્ય રૂ. ૧.**

(૧) અનુવાદમાં પ્રૌઢતા સાથે અર્થની સુગમતા બહુ સારી જળવાઈ છે.....સમશ્લોકી રચનામાં સર્વ અર્થ દર્શાવવાનું કાર્ય કઠણ હોવા છતાં રા. કેશવલાલે તે કુશળતાથી સિદ્ધ કર્યું છે....ગદ્ય શૈલી પણ ગૌરવ સાથે સરળતાવાળી છે. પ્રસ્તાવના....વિદ્વત્તાથી પૂર્ણ છે.

સર્વાંશે આ અનુવાદથી જેમ મૂળ નાટકની બહુ સારી પિછાન મળે છે, તેમ જ સ્વતંત્ર પુસ્તક તરીકે પણ તે ઉંચી રસવત્તા અને શિષ્ટતાવાળું છે.

**જ્ઞાનસુધા, માર્ચ, ઈ.સ.૧૯૧૧. અમદાવાદ. } રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**

(૨) The work is embellished with an introductory preface, which is a study in comparative history itself. The data on which he ( i. e. Mr. Dhruva ) bases the period during which the Natak was composed as being the latter part ( =third quarter ) of the sixth century, after ran-

sacking and collecting the various ancient works, Buddhist, Sanskrit, Chinese, works on Numismatics and Epigraphy, furnish a treat in themselves, and compel admiration for an Eastern scholar who has thoroughly assimilated the lines of research work followed by Western Savants...We would strongly recommend all Indian scholars to procure a copy and go through it, as *they would find there much that is new, much that would delight their literary conscience.*

Modern Review VI, 1; July, 1908.

(3) A review of the second edition of this work was published by us in the July issue of 1908, and we are happy to see that it has now passed into a fresh

edition. As usual with all the works of this erudite Gujarati scholar, the introduction is the most valuable part of the contribution made by him; it contains so many original statements-the result of scientific research—that unless one elects to go into them *in extenso*, one fails to appreciate them at their true value. For instance, he has tried in the introduction to this edition to fix the time when विशाखदत्त, अवन्तिवर्मा, चाणक्य वात्स्यायन, दिङ्नाग, वसुबन्धु, उद्द्योतकर, धर्मकीर्ति, सुबन्धु, and मुरारि flourished, from materials which would indeed tax the knowledge of any ...Sanskritist to reject.........The native country of पर्वतक is also determined by him in a convincing way. But the most remarkable result of his researches seems

to us to be the definite opinion he pronounces as to Chanakya being the author of the कामसूत्र and न्यायभाष्य .....A study of the introduction is necessary to fully grasp his contention and position. We only repeat our desire, expressed before, that these remarkable researches merit a wider reading public than that of Gujarat and that Mr. Dhruva should not hide his light under a bushel, but contribute articles relating to his researches to well-known English magazines, like the *Antiquary* and others. It is but due to him and to them.

Modern Review, XIII 3, March 1913.

(૪) આ ભાષાંતર નામદાર બ્રિટિશ સરકારના અને શ્રીમંત વડોદરા સરકારના કેળવણી ખાતાએ **નિશાળોમાં ઇનામ અને પુસ્તકશાળાને લાયક** ઠરાવ્યું છે; તથા બ્રિટિશ રાજ્યના કેળવણીખાતાએ સેકંડરી સ્કૂલોમાં અને ટ્રેનિંગ કૉલેજોમાં **ભણતરના પુસ્તક તરીકે મંજુર** કર્યું છે.

# અમરુશતક.

## સંસ્કૃત મૂળ સહિત.

ત્રીજી આવૃતિ, ઈ. સ. ૧૯૧૦.

**મૂલ્ય રૂ. ૧.**

(૧) 'રા. કેશવલાલે સાભિપ્રાય ભાષાંતરની પદ્ધતિને અનુસરી આ ભાષાંતર રચ્યું છે...તેમણે શોધક બુદ્ધિથી જે જે સ્થાને ( મૂળ સંસ્કૃત પાઠમાં ) સુધારા શોધી લીધા છે, કે પોતાની રસિકતાને આધારે યોજ્યા છે, તે સર્વથા ઔચિત્યાનુસાર છે...ભાષાંતરકારની ઉચ્ચ રસજ્ઞતા એવી છે, કે તેમના હૃદયના સંસ્કારથી ઘણેક ઠેકાણે મૂળમાં નહિ એવી ખુબીઓ પણ આવી ગઈ છે...**ભાષાંતર બહુ ઉત્તમ છે.** ભાષા શુદ્ધ સંસ્કારવાળી છે...ભાષાંતરકારે...અતિ ઉત્તમ ટીકા પદ્યો સાથે જોડી છે, તે બહુ બોધદાયક અને રસિક છે.

ફેબ્રુઆરી, ઈ. સ. ૧૮૯૩.<br>નડિયાદ. } **સુદર્શન.**



(૨) This is a *Samasloki* translation of the famous *Satak* of Amaru into Gujarati. The preface and the illustrative notes...are the best portions of the book; the former shews that the writer is bubbling over with an intimate knowledge of ancient history...and the latter shew what a master of *Alankar Sastra* he makes himself out to be. The words in which he sums up the characteristics of a commentary called the *Rasika-Samjivani* on the original...are in every way applicable to him, *viz.* "*that the commentary is sufficient to show the wide extent, the depth and the accuracy of the knowledge (scholarship) of its author.*"

Modern Review, IX, 3; March 1911.

---

# ગીતગોવિંદ.

આવૃત્તિ ત્રીજી, ઈ. સ. ૧૯૧૨.

**મૂલ્ય રૂ. ૧.**

(૧) 'રા. કેશવલાલના ભાષાંતરની સવિસ્તર સ્તુતિ ન કરતાં અત્રે એટલું જ કહેવું બસ થશે, કે આવું રસિક અને યથાર્થ ભાષાંતર અન્ય વિદ્વાનથી થઈ શકત નહિ.' એમણે રચેલાં સર્વ ભાષાંતરો ઉત્તમ છે, અને તે ઉપર યોજેલી એમની ટીકા પણ વિદ્વત્તા ભરેલી અને કાવ્યનું મર્મ સમજાવવામાં અતિ ઉપયોગી છે, એમાં કંઈ સંશય જેવું નથી.'

મે, સન ૧૮૯૬,
નડિયાદ.

**સુદર્શન.**

(૨) '**ગીતગોવિંદ**નું ભાષાંતર તે ભાષાંતર નહિ પણ ગુજરાતીમાં લખાયલું ગીતગોવિંદ છે. રા. કેશવલાલના અનુવાદમાં દોષ કાઢવા એ દૂધમાંથી પોરા શોધવા જેવું છે. વાણી મધુર અને પ્રાચીન કાવ્યોના અભ્યાસે પ્રાચીન કવિઓના જેવી છે. રાગ....માં ઉતારેલું પદ્ય વધારે માધુર્ય ઉત્પન્ન

કરે છે. રા. કેશવલાલનું ગીતગોવિંદ કાવ્ય ગુજરાતી ભાષામાં થયેલાં ભાષાંતરોમાં સર્વથી શ્રેષ્ઠ પદે વિરાજે છે.'

જુલાઈ. સન ૧૮૯૭, મુંબઈ. } **સમાલોચક.**

(૩) '**ગીતગોવિંદ**નો રસાસ્વાદ ગુજરાતી ભાષામાં આપવાનો કર્તાનો યત્ન અસાધારણ રીતે સફળ છે.' 'સંસ્કૃતના આરૂઢ અભ્યાસીને પણ મૂળ **ગીતગોવિંદ** જેટલું સરળ ન લાગે તેટલું રા. કેશવલાલે ગુજરાતીમાં પાડેલું તે ગ્રંથનું પ્રતિબિંબ મનોરમ અને રસપ્રદ છે.' 'બીજી આવૃત્તિમાં કરેલા ફેરફાર ઉપર વિવેચનબુદ્ધિથી નજર નાંખતાં રા. કેશવલાલની કાવ્યપરીક્ષાની શક્તિને માટે....આપણો વિચાર ઊંચી કોટિએ પહોંચે છે. સંસ્કૃત "કવિતા" ના ગુજરાતી "કવિતા" માં ભાષાંતરની સફળતા એ સંસ્કૃતનું પરિપૂર્ણ જ્ઞાન, ગુજરાતી ઉપર પૂર્ણ અમલ, અને કાવ્યપરીક્ષાના ઘણા ઝીણા પ્રશ્નોનું મનોહારી સમાધાન કરવાની શક્તિની પરિસીમા સૂચવે છે; અને રા. કેશવલાલની પરિસીમાએ પહોચેલી અનેકવિધ શક્તિ જ તેમના ભાષાંતરને ગુજરાતીમાં શ્રેષ્ઠ ભાષાંતરની

પદવી અપાવે છે.' 'મૂળ ગીતગોવિંદની રમણીયતા આવર્તને આવર્તને રા. કેશવલાલ જેવા સહૃદય અને પરીક્ષક કવિભક્તના મનમાં નવી નવી નવીનતા ધારણ કરે એ કેવળ સ્વાભાવિક છે. સર્વ ફેરફારો સાર્થક અને રસની નિષ્પત્તિમાં ઉમેરો કરનાર જ લાગે છે અને લાગશે; મૂળની રમણીયતાની અખુટ ગંભીરતા આગળ અને છાયાની પણ તેવી જ રમણીયતા અને તેની પાછળ રહેલી નાનાવિધ અચિંત્ય શક્તિ આગળ વિવેચનકારની દોષબુદ્ધિ કુંઠિત થાય છે અને થશે. રા. કેશવલાલ જેવા રસપરીક્ષક અને સંગીન વિદ્વાનને હાથે વખણાયલાં પ્રતિબિંબોની અમે આ ઉત્તમ સફળતા ગણિયે છિયે, અને તે મહાશયને ભાષાંતરકાર તરીકે સર્વથા કૃતકૃત્ય માનિયે છિયે.

જાન્યુઆરી-માર્ચ, ઈ. સ. ૧૯૦૪, મુંબઈ. } સમાલોચક.

---

(૧) Jayadeva's Gita-Govinda, describing the amours of Radha and Krishna,

is 'a gem of purest ray' in Sanskrit... There have been translations of it into Hindi, Marathi and Bengali, and also Gujarati. But we doubt, if in Gujarati at least there is any translation which could be compared with the one under notice. It is....Gita Govinda rewritten in Gujarati in the happiest style of Jaya-deva. But for one's being told that it is a translation, it would be difficult to make out that it is one, so felicitously has the spirit and gracefulness of the original been copied and preserved. As is usual with all works of Mr. Kesavlal, the translation is preceded by a scholar-ly introduction, which surveys Jayadeva, his time, his work, his perfections and and imperfections......in such an ample

way that it leaves little to be desired. The Singer...... has drunk deep at the fountain of Jayadeva, and has consequ-ently poured out with a lucidity equally charming as Jayadeva's what the latter's soul would have done, had he been a Gujarati.

Modern Review, XII, 1: July, 1912.



## પરાક્રમની પ્રસાદી.

કિંવા

## વિક્રમોર્વશીય નાટક.

આવૃત્તિ ૩, ઇ. સ. ૧૯૧૨,

મૂલ્ય રૂ. ૦॥।.

(૧) "અન્ય ભાષામાં જો...મૂળ ગ્રંથકર્તાએ...ગ્રંથ લખ્યો હત, તો તે એ ભાષામાં કેવી રીતે લખત" એ એ આશયને વળગી રહીને...પ્રસ્તુત પુસ્તક રચેલું છે.

શબ્દોની મીઠાશ, યોગ્ય ભાવને ઊતારનારાં સમાન વચનો... રસનિર્વાહની સરળતા, આદિ તત્ત્વો...**સારાં** છે; અને નિઃસંશય પુસ્તક વાંચતાં "**વાહવાહ**" ના ઉદ્ગારો સ્વાભાવિક રીતે જ નીકળી જાય છે.

જાન્યુઆરી, સન ૧૯૧૨,<br>મુંબઇ. } **સમાલોચક.**

(૨) (૧) × × ગુજરાતી ભાષાના શબ્દકોશ ઉપર સંપૂર્ણ પ્રભુતા—એ કોશની વિશાળતા અને શબ્દની પસંદગી કરવામાં ઝીણો વિવેક; (૨) અર્થ કરતાં રસ ઝીલવા તરફ વિશેષ લક્ષ, પણ તે મૂળના અર્થને હાનિ પહોંચાડીને ભાષાન્તરની સરળતા કે અર્થની સુગમતા પ્રાપ્ત કરવા માટે નહિ પણ આવા ગ્રંથોમાં રસ એ જ એનો આત્મા હોય છે તેટલા માટે; અને તે ઉપરાંત, (૩) ઊંડું નિરીક્ષણ અને સંશોધન

કરી મૂળના પાઠનો નિર્ણય જેથી ભાષાંતરને ઉત્તમમાં ઉત્તમ અર્થનો લાભ મળે: **આ સામાન્ય ગુણો** રા. કેશવલાલના 'વિક્રમોર્વશીય' માં **પાને પાને ઉભરાય છે.**

**વસંત**, પુસ્તક ૧૧, અંક ૯. અમદાવાદ. } **આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.**

(૩) આ ત્રીજી આવૃત્તિમાં...કવિવર કાલિદાસ...ક્યારે થયો ને ક્યાં થયો એ સંબંધમાં...યોગ્ય અને સૂક્ષ્મ વિચારણાયુક્ત પ્રકાશન કર્યું છે......કહી શકતા નથી કે વિક્રમોર્વશીયની ચોથી આવૃત્તિ હવે અન્ય કયા સુંદર શૃંગારથી વિભૂષિત થશે ?

જાનેવારી-માર્ચ, સન ૧૯૧૩ મુંબઈ } **સમાલોચક.**

(૪) આ ભાષાંતર એક અસલ નાટક જેવું શોભી નીકળે છે.

એપ્રિલ, સન ૧૯૧૩ વડોદરા. } **સાહિત્ય.**

(९) बङ्गाल, महाराष्ट्र और गुजरात में........उच्च-पदस्थ कर्मचारी भी अपनी भाषा की सेवा करते हैं। बड़े बड़े बारिस्टर, इन्स्पेक्टर और हेडमास्टर अपनी मातृ-भाषा में पुस्तक रचना करते हैं। अहमदाबाद के हाई स्कूल के हेड मास्टर, श्रीयुत केशवलाल हर्षदराय ध्रुव, बी. ए., उन्हीं मेंसे हैं। ध्रुव महाशय संस्कृत के उत्तम विद्वान्, पुरातत्त्व के अच्छे ज्ञाता और गुजराती भाषा के सुकवि तथा सुलेखक हैं। उन्होंने गीतगोविन्द, मुद्राराक्षस, अमरुशतक और घटखर्पर आदि संस्कृत ग्रन्थो के गुजराती अनुवाद कर के उन्हें टीका-टिप्पणी समेत प्रकाशित किया है। गवेषणा पूर्ण भूमिकायें लिख कर उन में उन्होंने मूल लेखकों के समय आदि के विचार में अप्रतिम विद्वत्ता दिखाई है।..........

.......................................................................

........उन्होंने विक्रमोर्वशीय की भूमिका में बिलकुल ही नये ढँग से कालिदास के समय का विचार कर के उन्हें

ईसा के पूर्व पहले शतक का निश्चित किया है।.........
..........................................................और भी कितने ही रहस्यों के उद्घाटन की चेष्टा श्रीयुत केशवलालजी ने "पराक्रमनी प्रसादी" में की है। एतदर्थ आपको अनेक साधुवाद।

प्रयाग, मार्च, १९१२. सरस्वती.

(६) This is another work from the scholarly pen of Mr. Kesavlal Dhruva, whose previous work we had the pleasure of reviewing before...We have found the translation...*very readable, and such as gives a very good idea of what the original is like.*

Modern Review, XI, 4; April 1912

(७) Only a few months ago, we had the

pleasure of reviewing the second edition of this admirable translation of Kalidas's Vikramorvasiy Natak, and now a thirid edition has been called for. Its scholarly translator has utilised the opportunity by adding still more to its worth,... He has embellished it by means of a... ...concise but extremely well-written introduction trying to determine the period when Kalidas lived. He examines the sources–which are at best but few–with great acumen and intelligence and arrives at a result which sums to be as near accuracy as it is possible to have under the circumstances. He places the period somewhere near the middle of the first century B. C. By employing an ingenious method Mr. Dhruva compels the

plays to yield up their...chronological secrets. He has noted closely and given interesting tables of the different छन्द्s, used by Kalidas and other poets, and by means of a certain percentage, worked out with great labour, and which increases and decreases with the remotivness or nearness of that particular play in which they are employed, to certain well-ascertained periods, tried to confirm his conclusion, arrived at by other methods. We wish that the research methods of this Gujarati scholar may get a winder public to appreciate them. The only way to do so, would be to publish them in English.

Modern Review XIV, January 1913.

Calcutta.

(૮) આ ભાષાંતર નામદાર બ્રિટિશ સરકારના અને શ્રીમંત વડોદરા સરકારના કેળવણીખાતાએ **નિશાળોમાં ઇનામ અને પુસ્તકશાળાને લાયક** ઠરાવ્યું છે; તથા બ્રિટિશ રાજ્યના કેળવણીખાતાએ સેકંડરી સ્કૂલોમાં અને ટ્રેનિંગ કૉલેજોમાં **ભણતરના પુસ્તક તરીકે મંજુર** કર્યું છે.

---

## પ્રિયદર્શના.

નાટિકા.

આવૃત્તિ ૧. ઈ. સ. ૧૯૧૫

**મૂલ્ય રૂ. ૦ાા**

---

## છાયાઘટકર્પર.

એક રસમય ટૂંકું યમકકાવ્ય.

આવૃત્તિ ૧, ઈ. સ. ૧૯૦૨

**મૂલ્ય આનો ૧.**

હવે પછી

# ભાલણ કૃત કાદંબરી

કવિતામાં.

## પૂર્વભાગ.

ચિત્ર અને વિવેચન સાથે.



મળવાનાં ઠેકાણાં:—

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એંડ કંપની,**
બુકસેલર, કાલબાદેવી રોડ. મુંબાઈ.

**ઓરીએંટલ બુક ડીપો,**
રતનપોળ, અમદાવાદ.

**ભાષાંતરકર્તા,**
ખાડીયામાં, ગોટીની શેરી, અમદાવાદ.

